# નામાની પદ્ધતિ.




કીમત ૩ આના ૯ પૈઈ.

The Department of Public Instruction, Bombay.

# METHOD OF BOOK-KEEPING.

## IN GUJARATI.

Compiled under orders of the Director of Public Instruction for the use of the Educational Department.

BY

LALSHANKAR UMIASHANKAR TRAVADI

AND

HARGOVIND DWARKADAS KANTAVALA.

1st Edition,—25,000 Copies.



Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1904.



*Price* 3¾ *Annas.*

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું.

# નામાની પદ્ધતિ.

મે. ડિરેક્ટર આફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન સાહેબના હુકમથી,

શાળાખાતા માટે

તૈયાર કરનાર,

લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી

અને

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

૧ લી આવૃત્તિ,—૨૫,૦૦૦ પ્રત.



મુંબઈ:

ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુક ડીપો.

સને ૧૯૦૪.



કીમત ૩ આના ૯ પૈઈ.

# પ્રસ્તાવના.



મહેરબાન (સર) ટી. સી. હોપ સાહેબ જ્યારે ઉત્તર પ્રાંતના ઇન્સ્પેક્ટર હતા, ત્યારે તેમણે નિશાળોમાં કાગળપત્રો તથા દેશીનામું ચલાવવાના હેતુથી મરહુમ રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની પાસે "લેખાવળી" એ નામનું પુસ્તક તૈયાર કરાવ્યું હતું. નિશાળોમાં અભ્યાસ વધતો જવાથી અને ધોરણોમાં વધારે શીખવવાનું ઠર્યાથી લેખાવળીમાં આપેલા બન્ને વિષયોની વધારે ને ચઢતી જાતની માહીતિની જરૂર ઉત્પન્ન થઈ; તેથી મુંબઈ ઈલાકાના ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઈન્સ્ટ્રક્શન ઑનરેબલ મી. જાઈલ્સ સાહેબે આ બે વિષયો ઉપર જૂદાં પુસ્તકો લખી આપવાનું ફરમાવ્યાથી અમોએ તે તૈયાર ર્ક્યાં, અને સાહેબ મોસુફે તે ટેક્સ્ટ–બૂકો તરીકે મંજુર કર્યાં છે.

દેશી રીતે નામું લખવાની પદ્ધતિ વખણાય છે, કેમકે તેથી નામું સારી રીતે રાખી શકાય છે. પરંતુ તેની બારીકીઓ યથાર્થ રીતે વિદ્યાર્થીઓથી સમજી શકાતી નથી, એ માટે અમોએ આ પુસ્તક જૂદીજ રીતે રચ્યું છે. નામું લખવાની અગત્ય શામાટે છે, જમા શું, ઉધાર શું, ખાતાં શું, સિલક કેમ કાઢવી, નામા માટે દેશી રીને કયા ચોપડા રાખવા, તે કેમ લખવા, નામાની સરળ રીતો કયી, અંગ્રેજી રીતે તે કેમ લખાય, હુંડીઓનું જમાખરચ કેમ પડે, વગેરેની સારી રીતે સમજ પડવા સારૂ તેમને માટે પાઠ આપ્યા છે, અને દરેક પાઠની નીચે મનોયત્ન આપ્યાં છે. એ મનોયત્નના જવાબ તેજ નામાના નમુના થઇ રહેછે. આશા છે કે આ પદ્ધતિ શીખવનાર શીખનારને વધારે અનુકૂળ પડશે. શીખવનારે દરેક પાઠ વિદ્યાર્થીઓને સારી રીતે સમજાવવો. પાઠ લાંબો પડે તો એક કરતાં વધારે દિવસ ચલાવવો. હરેક બાબત શીખવતાં કે મયોયત્ન કરી બતાવતાં પાટીઆનો પુષ્કળ ઉપયોગ કરવો. એક વાત વિદ્યાર્થીને સારી પેઠે સમજાયા વગર બીજી વાત ચલાવવી નહિ. તા. ૨૭ મી માહે અકટોબર સન ૧૯૦૨.

**કર્ત્તા.**

# અનુક્રમણિકા.



# નામાની પદ્ધતિ.

## પાઠ ૧.

### નામું લખવાની અગત્ય.

વ્યવહારમાં ઘણે પ્રસંગે પૈસા આવેછે, અને ખરચ થાયછે, તથા ઘણીવાર એકબીજા સાથે આપ-લે કરવી પડેછે. માટે કયી બાબતમાં શું ખરચ થયું, અને કોની સાથે શી આપ-લે થઈ તે **યાદ રાખવાની** જરૂર પડેછે.

અભણ લોકો આપ-લે કરેલી યાદ રાખવા સારૂ ભીંતે આંકડા કે ચાંલ્લા કરી રાખે છે, અથવા દોરડીએ ગાંઠો વાળી રાખે છે. એકાદ બાબતને માટે એ યુક્તિ કામ લાગી શકે. પરંતુ તેમાં પણ કોઈ આંકો કે ચાંલ્લો ભુંસાઈ જાય કે નવો ઉમેરાય, અથવા કોઈ દોરડીની ગાંઠ છોડી નાંખે કે નવી ઉમેરે તો ભૂલ પડે. માટે ભણેલા લોકોએ આપ-લેનો વ્યવહાર **લખી રાખવાની** જરૂર છે.

જેમની ઉપજ અને ખરચ અનિયમિત અને ઘણી બાબતમાં હોય, અને જેમની આપ-લે ઘણા સાથે થાય, તેમનાથી બધી બાબતો યાદ રાખી શકાતી નથી, તથા ઘણે દિવસે કંઈ કંઈ બાબતો ભૂલી જવાનો સંભવ રહેછે, માટે આવી સર્વ બાબતો તેમણે **લખી રાખવી જોઇએ.** જેમને બીજા કોઇને જવાબ આપવાનો હોય તેમણે તો ખાસ કરીને આવી બાબતો લખી રાખવી.

જેઓ ઘણા ઉદ્યોગી અને નિયમવાળા હોયછે, તેઓ તો પોતાની પાસે હમેશાં એક સ્મરણપોથી (નોંધ બૂક—ડાયરી) રાખી પોતાના અગત્યના તમામ ચાલુ અને હવે પછી કરવાના વ્યવહાર ટીપી રાખે છે. આથી પોતાના વ્યવહાર કે કામકાજની નોંધ રહેછે, અને વગર ચૂકે નિયમસર ઘણું કામ થઇ શકે છે. બનતાં સુધી બધાએ આવી ટેવ પાડવી જોઇએ. કદી સર્વ બાબતમાં તેમ થઈ ન શકે તોપણ પૈસા સંબંધી ને બીજા લેવડ દેવડના વ્યવહાર તો અવશ્ય લખી રાખવા જોઇએ. કારણ લેખી વ્યવહાર હોવાથી તે ભૂલી જવાતો નથી; જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ થાયછે; બીજાને તેના ઉપર વિશ્વાસ બેસેછે, તેથી વાંધા ઉત્પન્ન થતા નથી, અને થાય તો તેનો સંતોષકારક નિકાલ આવેછે; તેમજ કયી બાબતમાં શું ખરચ અથવા નફો તોટો થયો, નાણાં સંબંધી આપણી હાલત કેવી છે, અને કોની પાસે કેટલું લેણું દેણું છે તે વિગતવાર જણાઇ આવેછે.

**ઉપજ ખરચ અને આપ-લે સંબંધી પોતાના વ્યવહાર નિયમસર લખી રાખવા તેને નામું અથવા હિસાબ રાખવો કહેછે.**

---

## પાઠ ૨.

### નામું શામાં ને ક્યારે લખવું જોઇએ.

નામું છૂટા કાગળ ઉપર રાખે તો તે ખોવાઈ જવાનો સંભવ વધારે રહેછે, અને ઘણા કાગળ સેળભેળ થઈ જાય તો બરોબર અનુક્રમ રહી શકે નહિ. વળી પોતાના ફાયદાને માટે કોઈ માણસ ગમે તેવું ખોટું નામું ગમે ત્યારે બનાવી શકે. આવી રીતે રાખેલું નામું ભરૂસાદાર ગણાય નહિ. માટે **ચોપડા કે ચોપડી** બાંધી તેમાં નામું લખી રાખવું જોઇએ. દેશી કાગળના, માથેથી કે વચમાં સૂતરની દોરીવતે ચામડાના પૂઠા સાથે ચોપડા બાંધવામાં આવે છે. નામું લાંબી મુદત સુધી જાળવી રાખવું પડેછે, માટે દેશી કાગળો ટકાઉ હોવાથી ચોપડામાં તે વાપરવાની રીત છે. ચોપડી ઘણું કરીને વિલાયતી કાગળની બંધાવે છે કે આંકેલી તૈયાર મળેછે તે વાપરે છે.

નામું આપ—લે કરતી વખતેજ અથવા ત્યાર પછી બને તેટલું વહેલું લખવું જોઈએ. કેમકે જેમ વખત જાય તેમ યાદદાસ્તમાં ચૂક પડવાનો સંભવ છે, અને પાછળથી મોડા લખેલા નામા ઉપર વિશ્વાસ કમી રહે છે. એટલામાટેજ સંભારીને નામું લખે તે સારૂં ગણાતું નથી. વળી ઘણાક તો એવી શીખામણ આપે છે કે **પ્રથમ લખવું ને પછી આપવું.***

જેમનાથી ઘણા કામને લીધે ચોખ્ખું અને વિગતવાર નામું તુરત લખી શકાતું નથી, તેઓ એક પાટી કે પતરા ઉપર કિંવા છૂટા કાગળ કે સ્મરણપોથીમાં ટાંચણ તરીકે ટુંકામાં નામું ટીપી રાખેછે, તેને **કાચું નામું** કહેછે. કાચા નામા ઉપરથી વિગતવાર નામું અવકાશે ચોપડામાં લખાય છે, તેને **પાકું નામું** કહેછે. પાટી કે પત્રા વગેરેને બદલે કાચું નામું લખવાને કોઈ ચોપડાનો ઉપયોગ કરેછે, તેને **કાચો ચોપડો** કહેછે. અને તે ઉપરથી પાકું નામું જે ચોપડામાં લખે તેને **પાકો ચોપડો** કહેછે. કંઈ વાંધો પડે ત્યારે પાકા કરતાં કાચો ચોપડો વધારે ભરૂસાદાર ગણાય છે. કેમકે તેમાં અસલ વ્યવહાર તત્કાળ લખેલો હોયછે, અને પાકો ચોપડો તેના ઉપરથી પાછળથી થએલો માટે તેની નકલ જેવો ગણાય છે. આ ઉપરથી જણાશે કે કાચું નામું લખવા માટે પાટી વગેરે કરતાં ચોપડો રાખવો એ વધારે સારૂં છે.

---

## પાઠ ૩.

### નામાનાં અંગ. ભાગ ૧.

જે માણસ અથવા બાબતના સંબંધમાં કોઈ રકમનો વ્યવહાર થયો હોય તે માણસ અથવા બાબતને તે રકમનું **ખાતું** કહેછે. રૂ. ૨૫) નરોત્તમને

---

* આગુસે લિખ, ઔર પિછેસેં દે; ઉસમેં જો ભૂલે, તો મેરેસેં લે. (પ્રથમથી લખો, ને પાછળથી દો એમાં જો ભૂલો (તો), મારી પાસેથી લ્યો.)

ધીર્યા હોય તો તે રકમ **નરોત્તમને ખાતે** કહેવાય. રૂ. ૧૫) નું ધર્મ કર્યું હોય તો તે રકમ **ધર્માદા ખાતે** લખાય.

વ્યવહાર અથવા આપ–લે જેની મારફત પ્રત્યક્ષ થઈ હોય તેને **હસ્તે** (મારફતે) તે વ્યવહાર અથવા આપ–લે થઈ કહેવાય. ખાતાવાળાની સાથે પ્રત્યક્ષ આપ-લે થઇ હોય તો **હસ્તે પોતે** લખાય છે. જેમ, **અ** ને રૂ. ૫) ધીર્યા અને તે પોતે લેઈ ગયો હોય તો હસ્તે પોતે લખાય, અને તે લેવાને તેણે પોતાના દીકરા **બ** ને મોકલ્યો હોય તો **હસ્તે બ** લખાય.

નામામાં અવશ્ય લખવાનાં ત્રણ વાનાં હોયછે. (૧) મિતિ અથવા દિવસ, (૨) રકમ, અને (૩) ખાતાનું નામ, અને વ્યવહારની ટુંકામાં વિગત.

(૧) કયે દિવસે અમુક વ્યવહાર બન્યો છે તે જણાઈ આવવા માટે મિતિ લખવામાં આવે છે. વ્યાજ ગણવામાં એનો વિશેષ ઉપયોગ છે. મિતિમાં વર્ષ, મહિનો, તિથિ અને વધારે ચોકસ નામું લખનારા વાર પણ લખે છે. એકજ વર્ષનો એક ચોપડો હોય તો તેને મથાળે વર્ષ લખવું એટલે દરેક ઠેકાણે વર્ષ લખવાની જરૂર નથી; પણ સ્પષ્ટતા માટે કોઈ તે લખે છે. માસવાર નામું હોય તો મહિનાનું નામ મથાળે લખી તે નીચે તે માસની રકમો તિથિવાર લખાય છે. તિથિવાર એટલે રોજનું નામું હોય તો તિથિ મથાળે લખી તે નીચે તે તિથિની તમામ રકમો લખાય છે, મતલબ કે પ્રત્યેક રકમની તિથિ બરોબર સમજાય એ રીતે નામું લખવું જોઈએ.

હિંદુ તિથિની સાથે અંગ્રેજી તારીખ પણ લખવાનો રિવાજ વધતો જાયછે. અંગ્રેજી રીતના અને સરકારી નામામાં હમેશાં અંગ્રેજી સન, માસ અને તારીખ લખાય છે.

ગુજરાતમાં વિક્રમ સંવત ચાલેછે અને કાર્તિક માસથી તેનું નવું વર્ષ બેસેછે, માટે કાર્તિક શુદ ૧ થી નવા ચોપડા શરૂ થાયછે, અને આસો વદ ૦)) એટલે દીવાળીએ તે બંધ થાયછે. દક્ષિણમાં શાલીવાહનનો શક ચાલેછે. માટે ત્યાં કેટલાક ચૈત્રથી ચોપડા બદલે છે અને કેટલાક કાર્તિકથી પણ બદલે છે. આપણી વદ પક્ષથી મારવાડમાં આગળનો મહિનો શરૂ થાયછે, તેથી શુદ પક્ષમાં માસનું નામ આપણું ને ત્યાંનું એકજ રહેછે, પરંતુ વદ પક્ષમાં મારવાડના માસ કરતાં એક માસ પાછળનો ગણી આપણી તિથિ લેવાય છે. જેમ, આપણી માગશર વદ ૫ તે મારવાડની પોષ વદ ૫ લખાય, અને મારવાડની ચૈત્ર વદ ૮ તે આપણી ફાગણ વદ ૮ થાય. કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં આષાડ શુદ ૧ થી નવું વર્ષ ગણવાનો રિવાજ છે. અંગ્રેજી વર્ષ જાનેવારીથી, અને સરકારી હિસાબમાં એપ્રિલથી પણ ગણાય છે. ગાયકવાડી રાજ્યનું સરકારી વર્ષ આગષ્ટથી ગણાય છે. કોઈ ઠેકાણે મૃગશરથી નવું વર્ષ ગણવાનો રિવાજ છે.

---

## પાઠ ૪.

### નામાનાં અંગ. ભાગ ૨.

(૨) કયી રકમનો વ્યવહાર બન્યો છે તે જાણવા સારૂ નામામાં રકમ લખવી અવશ્યની છે. રકમ એટલે રૂપીઆનો આંકડો અથવા માલની કીમત સમજવી. વેપારી લોકો રકમ લખતાં એકમના ભાગ આણપાણમાં બતાવેછે. જેમ, ર૭ાના, ૩૫)ા, ાાા, ,)ાાા ,)ાાા રકમમાં દોકડા કે પાઇઓ આવતી હોય તો આનાના દોકડા કરી તેમાં તે દોકડા કે પાઇઓના દોકડા કરી તે મેળવીને તે રૂપીઆ ઉપર માંડેછે. જેમ, ૪રાા રૂપીઆ બે આના ને પોણો દોકડો માંડવો હોય તો બે આનાના દોકડા ૧૨ાા+ાાા=૧૩ા થયા માટે ૪રાા ૧૩ાા માંડવામાં આવે. એજ રીતે ૪૭ રૂપીઆ, પોણાબે આના ને બે પાઈ માંડવી હોય તો પોણાબે આનાના ૧૦ાાા દોકડાને ૩ બદામ અને બે પાઈનો લગભગ ૧ દોકડો માટે તે બેનો સરવાળો ૧૧ાાા દોકડા ને ૩ બદામ આવ્યો. ૪ બદામનો પા દોકડો થાયછે માટે વેપારી લોકો બે કે તેથી કમી બદામો હોય તે છોડી દેછે, અને બે કરતાં વધારે બદામો હોય તેનો ા દોકડો ગણેછે તેથી ૩ બદામનો ા દોકડો ગણી ૧૧ાાા દોકડામાં ઉમેરતાં કુલ ૧૨ દોકડા આવ્યા માટે ૪૭) ૧૨ દોકડા માંડવામાં આવેછે.

અંગ્રેજી નવી રીત પ્રમાણે વિવિધ પરિમાણથી એટલે રૂપીઆ, આના, પાઈ લખી રકમ બતાવવામાં આવેછે. જેમ, રૂ. ૮–૩–૫ આઠ રૂપીઆ, ત્રણ આના પાંચ પાઈ, રૂ. ૯૩–૧૩–૪. નામું લખવામાં નાણાની રકમની પહેલાં રૂપીઆ દર્શક રૂ. લખવાની જરૂર રહેતી નથી છતાં કોઇ કોઈ મથાળે એક વખત રૂપીઆ એવું લખેછે. નાણાં શિવાય બીજાં પરિમાણના આંકડા જણાવવાના હોય તો ગુંચવણ ન પડે માટે તે પરિમાણનાં નામ અથવા ચઢતા પરિમાણના નામનો પ્રથમ અક્ષર લખવો જોઇએ. જેમ, ખાંડી ૭ાા મણ ૪ાા અથવા ખાં. ૭ાા ૪ાા. એજ રીતે મણ અથવા મ. ૩ાા ૪ાના, શેર અથવા શે. ા ા, તોલા અથવા તો. પા ા ૧ાા ાા.

(૩) કોના અથવા શા સંબંધમાં વ્યવહાર બન્યો તે જાણવા સારૂ જે ખાતાની રકમ હોય તે ખાતાનું નામ પ્રથમ લખવાની જરૂર છે. એ વ્યવહાર ઝટ લક્ષમાં ઉતરે અને જરૂર પ્રસંગે યાદ આવે માટે તેની ટુંકામાં હકીકત, અને તે કોને હસ્તે બન્યો તે જણાવવું અગત્યનું છે.

પ્રત્યેક વ્યવહારમાં કેટલી હકીકત જરૂરની છે તે લખનારની સમજ અને પ્રસંગ ઉપર આધાર રાખેછે. નકામું લંબાણ ન થાય, અને અગત્યની બાબત રહી ન જાય એ જોવું જોઈએ. રૂપીઆની રકમ હોય તો તે કયા શિક્કાની, કોની મારફતે, રોકડી કે કોઇની દુકાનેથી આવી, અને વ્યાજ આપવાનું હોય તો તેનો દર માંડવો જોઇએ. કંઈ માલ હોય તો તેનું નામ,

વજન, દર, કીમત એ અવશ્ય જણાવવાં પડે. એમ છતાં કોઈ હકીકત એક પ્રસંગે અગત્યની અને તેજ બીજે પ્રસંગે નકામી ગણાય. જેમ, વસ્તા માવજીને રૂ. ૫) ના દાણા ઉધાર આપ્યા હોય તો તેમાં દાણાની જાત, વજન, અને ભાવ જણાવવો અગત્યનો છે, પણ જો ધર્માદા ખાતે રૂ. ૫) ના દાણા ચકલાંને નંખાવ્યા હોય તો તેમાં દાણાની જાત, વજન, અને ભાવ ન લખે તો ચાલે. વિગત જેમ ટુંકામાં સ્પષ્ટ અને પૂરી હોય તેમ નામું સારૂં ગણાય.

---

## પાઠ ૫.

### જમા ઉધાર. ભાગ ૧.

વ્યવહારમાં કેટલીક રકમો આપણી પાસે આવે છે, અને કેટલીક આપણી પાસેથી જાય છે. જે રકમો રોકડી અથવા બીજી રીતે આપણી પાસે આવે તે **જમા** થઈ કહેવાય છે. જે રકમો રોકડી અથવા બીજી રીતે આપણી પાસેથી જાય અથવા ખરચ થાય તે **ઉધાર** થઈ અથવા **ખરચ** થઇ કહેવાય છે.

કેટલાક વ્યવહાર રોકડી રકમોના હોય છે અને કેટલાક પરભાર્યાં આપલેના હોય છે. જેમ, મારા રૂ. ૧૦૦) **અ** પાસે છે અને મારી પાસે રૂ. ૧૦૦) **બ** માગે છે. હવે જો **અ** મને રૂ. રોકડા આપે, અને હું રૂ. ૧૦૦ **બ** ને રોકડા આપું તો તે રોકડ રકમનો વ્યવહાર થયો. પણ જો હું **અ** ને કહું કે તું મારીવતી રૂ. ૧૦૦ **બ** ને આપજે, અને **અ** તથા **બ** એ વાત કબુલ કરે તો પછી મારે **બ** નું દેવું રહ્યું નહિ, તેમ **અ** ની પાસે મારૂં માગતું રહ્યું નહિ. આ વ્યવહાર પરભાર્યો અથવા રોકડા શિવાય બીજી રીતે આપ–લેનો થયો.

રોકડા શિવાય જ્યારે માલની આપ–લે થાય છે ત્યારે તેની કીમત જમા ઉધાર થાય છે. જેમ **અ** ની દુકાનેથી હું ગોળ મ. ૩ાા પૈસા આપ્યા વગર લાવ્યો તો **અ** ને ખાતે મારે તે ગોળ અને તેની કીંમત જેટલી હોય તે જમા કરવી પડે. એજ રીતે હુ કોઇને માલ આપું તો તેને ખાતે તે માલ કીંમત સાથે મારે ઉધારવો જોઇએ, અને તેણે મારે ખાતે જમા કરવો જોઇએ.

નામામાં માંડવાની તમામ રકમો કાંતો જમા કે કાંતો ઉધાર એ બેમાંથી એક પ્રકારની હોઇ શકે. આપ–લે થએલી તમામ રકમો જો સેળભેળ* ને ચાલુ ઓળમાં લખીએ તો જમાની ને ઉધારની રકમો ઓળખવાને તથા

---

* શિક્ષકે પાટીઆ ઉપર સેળભેળ ઘણી રકમો લખી તેમાંથી જમામાં ને ઉધારમાં લખવાની કયી તે છોકરાંને પૂછીને કઢાવવી. અને જે તેઓ કાઢી ન શકે તો પોતે કારણપૂર્વક કાઢી બતાવવી. તેમ ભેળસેળ રકમો માંડવાથી કેવી અડચણ પડશે તે પણ બતાવવું.

બન્ને જાતની રકમોનો સરવાળો કરવાને બહુ અડચણ અને ગુંચવણ પડે તથા ભૂલ થવાનો સંભવ રહે. એ માટે ચોપડાના પાનામાં બે ઉભા સરખા ભાગ પાડીને એક તરફ તમામ જમાની રકમો અને બીજી તરફ તમામ ઉધારની રકમો દિવસ અને વ્યવહારના અનુક્રમે એક નીચે એક એમ લખવામાં આવે છે. અંકગણિતમાં સરવાળાની રકમો એક નીચે એક લખવાનું જે કારણ છે તેજ કારણ નામાની રકમો એક નીચે એક લખવાને લાગુ પડે છે.

જે તરફ જમાની રકમો આવે તે **જમા બાજુ** અને ઉધારની રકમો આવે તે **ઉધાર બાજુ** કહેવાય છે. ચોપડાના ડાબી તરફના ભાગમાં જમાની અને જમણી તરફના ભાગમાં ઉધારની રકમો માંડવામાં આવે છે. જમા વગર ખરચ થાય નહિ માટે પ્રથમ જમા બાજુ શરૂ થાય છે, એમ છતાં ઝાલાવાડ અને બીજે કેટલેક ઠેકાણે જમણી તરફ જમાની અને ડાબી તરફ ઉધારની રકમો લખવાનો વહીવટ છે. વળી અંગ્રેજીમાં એક પાનાના બે ભાગ પાડી જમા ઉધાર ન લખતાં તે જૂદા જૂદા પાનાપર લખે છે.

---

## પાઠ ૬.

### જમા ઉધાર. ભાગ ૨.

ચોપડામાં જમા બાજુ બતાવવાને પ્રથમ "જ" કાઢીને તે સાથે આડી લીટી પાનાના મધ્ય ભાગ સુધી દોરે છે, અને ત્યાંથી ઉધાર બાજુ બતાવવાને "ઉ" કાઢીને તે સાથે આડી લીટી પાનાના છેડા સુધી દોરે છે. જે વિગત જમા ઉધાર બન્નેને એક સરખી લાગુ પડે તે એ લીટીની 'ઉપર, અને જમા ઉધાર રકમોનું નામું તેની નીચે લખાય છે.

રકમો એકદમ જણાઇ આવે અને તેમનો સરવાળો સુગમતાથી થાય માટે રકમ અને તેની વિગત જૂદી લખવામાં આવે છે; એટલે ચોપડામાં જમા ઉધાર તરફ ચાર કે ત્રણ સળ પાડેલા હોય છે તેમાંના પહેલા સળમાં રકમ, અને તેની આગળ જમણી તરફ બાકીના સળોમાં વિગત લખાય છે.

પહેલા સળમાં લખેલી રકમને **મથાળાની** રકમ કહેછે.' જૂદી જૂદી રકમો મળીને મથાળાની એક રકમ થઈ હોય તો તે રકમો વિગતવાર પેટામાં બતાવવામાં આવેછે, અને તેને **પેટા રકમો** કહેછે. પેટા રકમોમાં પણ પ્રથમ એક સળમાં કે તેના જરૂર જેટલા ભાગમાં રકમ ને પછી તેની વિગત લખાય છે. પેટા રકમો નીચે તેમનો સરવાળો કરીને મથાળે ચઢાવવામાં આવેછે.

પેટામાં રકમો ન હોય તોપણ ઘણી વખત મથાળાની રકમને વિગતની માંહે પેટામાં આંકડાથી કે અક્ષરથી લખવામાં આવેછે. આમ બેવડવાથી ચૂક અને ફેરફાર થવાનો સંભવ ઓછો રહેછે.

જે રકમ જમે બાજુએ લખાય તે **જમે કરી** કહેવાય, અને ઉધાર બાજુએ લખાય તે **ઉધારી** કે **નામે** લખી કહેવાય.

બનતા સુધી એકજ માણસની રકમોનું નામું એક ઠેકાણે લખવામાં આવે છે. સરકારી, બાબાશાહી, કોરી વગેરે ઘણાં ચલણની રકમો સેળભેળ લખવામાં આવે તો તેમનો સરવાળો કરવામાં ગુંચવણ થાય. ઘણાં ચલણનાં નાણાંનો વ્યવહાર હોય તો જે ચલણનું નામું હોય તે ચલણમાં તેમનું રૂપાંતર કરી મથાળાના આંકડા લખવા, અને પેટામાં બીજા ચલણના આંકડા વટાવ સાથે લખવા એ વધારે સારૂં છે. એ અથવા વધારે ચલણની સિલક હોય તો તેનો મથાળે આંકડો ભરી પેટામાં તપસીલ બતાવવામાં આવેછે.

ઉપરની બાબતોની વધારે સમજ પડવા સારૂ નીચે જમા ઉધાર કરી બતાવ્યું છે.

શાહ તલકચંદ પુનમચંદ વડોદરાવાળાનું ખાતું. સંવત ૧૯૫૬.

| જ | ઉ |
|---|---|
| ૨૫૦) રોકડા ભાદરવા વદ ૮. | ૨૦૦) ભાદરવા વદ ૧૨. |
| ૧૦૦) રોકડા કંપની. | કાપડ મોકલ્યું તેની વિગત. |
| ૧૫૦) રોકડા તેની વિગત. | ૧૨૫) શાલ જોટો ૧ કસબી. |
| ૧૯૫) બાબાશાહી. | ૭૪) સાડી નં. ૧ બનારશી. |
| ૪૫) વટાવ દર ૩૦ લેખે. | ૦ાા પતરાની પેટી. |
| ૧૫૦) | ૦ાા ટપાલ ખરચ. |
| ૨૫૦) એણી રીતે ગુમાસ્તા નેમચંદ જાતે આપી ગયા છે. | ૨૦૦) |
| ૨૧) આસો. વદ ૧૦. હસ્તે ભાઈ હરખચંદ પાઘડી પેંઠની લાવ્યા તેના રૂપીઆ એકવીશ. | |
| ૨૭૧) | |

અંગ્રેજી રીત પ્રમાણે નામું લખવું હોય તો પ્રથમ તારીખ પછી વિગત, અને પછી રકમ એમ ત્રણ ભાગ જૂદા પાડી લખાય. વિગત પૂરી થાય તે હારમાં રકમ લખે છે. જૂદા જૂદા ભાગ તરત જણાઈ આવે માટે પાનાને ઉભું આંકવામાં આવે છે. જેમ,

| તારીખ. | પરચુરણ ખરચ. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| તા. ૧૮ સપ્ટેંબર સન ૧૯૦૦ | ફુલ્સકેપ કાગળ ધા ૨ ચૌદરતલી વહોરા કરમઅલીને ત્યાંથી રોકડેથી. | ૦ | ૭ | ૬ |

આ રીતની આંકેલી ચોપડીમાં ઘરખરચનું પરચુરણ નામું લખવાનું બૈરાંને વધારે અનુકૂળ પડે.

---

## પાઠ ૭ મો.

## યાદી અથવા ટીપણ.

કોઈ એક ખાસ વ્યવહાર સંબંધી ઉપજ અથવા ખરચ કાગળ ઉપર કે ચોપડામાં લખી રાખે તેને **યાદી** અથવા **ટીપણ** કહે છે. યાદી એ નામાની પહેલી પાયરી છે.

જેઓ હમેશ નામું રાખતા નથી, તેમને કોઇ ખાસ પ્રસંગે લખી રાખવાની જરૂર પડે છે ત્યારે, અથવા નામું રાખનારને પણ કોઈ ખાસ બાબતનો હિસાબ જૂદોજ રાખવાની જરૂર હોય છે ત્યારે, તે યાદીના રૂપમાં લખી રાખે છે. જેમ; યાદી ચિ. ચુનીલાલના લગ્ન વખતે ચાંલ્લો આવ્યો તેની. સંવત ૧૯૫૬ ના વૈશાખ સુદ ૩.

૫) શાહ લલ્લુભાઈ નરોત્તમ.
૫) પરી વનમાળી જીવણ.
૩) પટેલ નથુ કિશોર ગામ અડાળજના.
૫) મહેતા કાળીદાસ પરસોતમ.
૧) બાઈ કાશી પંડ્યા દુલ્લભરામ હરજીવનની વિધવા.
૩) ગાંધી નરોત્તમ જગજીવન ગામ નડીઆદના બાબાશાહી.
૧૧) શાહ વરજીવન ખુશાલદાસ વરના મામા તરફથી પાઘડી નંગ ૧ પેંઠની.

૩૩) તેની વિગતઃ—
૧૯) રોકડા ચલણી.
૩) રોકડા બાબાશાહી.
૧૧) પાઘડી નંગ ૧.

૩૩)

ઉપરની રીતે નાતવરાનું, ઘર બંધાવ્યાનું, મુસાફરીનું વગેરે ખરચ કે ખે-

તરોની સાંથ, મકાનોનાં ભાડાં, અમુક પુસ્તકની પ્રતો વેચાય તેની કીમત વગેરેની ઉપજ યાદીરૂપે લખી શકાય. ધોબીને કપડાં ધોવા આપીએ, દળનારીને દાણા દળવા આપીએ, પાણી ભરનારી પાણીનાં બેડાં લાવે, દૂધવાળાને ત્યાંથી દૂધ આવે, કે તંબોળીને ત્યાંથી રાતબનાં પાન આવે તેનો હિસાબ પણ યાદીથી રાખી શકાય.

### મનોયત્ન ૧.

નીચેનું નામું યાદીના રૂપમાં લખો. (તિથિ ન જણાવી હોય ત્યાં ગમે તે તિથિ લખવી.)

૧. अ. અમદાવાદથી મુંબઇ ગયો, તેને જવાનું આગગાડી ખરચ રૂ. ૪–૮–૦, ગાડીભાડું રૂ. ૨।, ખાધાખરચ રૂ. ૩॥।, પુસ્તક ખરીદી રૂ. ૧૫, કાપડ ખરીદી રૂ. ૧૨) અને પરચુરણ ખરચ રૂ. ૩–૩–૩ અને આવવાનું આગગાડી ખરચ રૂ. ૪॥ થયું.

૨. તા. ૧૩ એપ્રીલ સન ૧૯૦૦ ના રોજ એક નિશાળમાં ઇનામ અપાયાં તેમાં अ ને રૂ. ૩–૮–૦, ब ને રૂ. ૨–૧૨–૦, क ને રૂ. ૨–૪–૦, ड ને રૂ. ૨–૦–૦, इ ને રૂ. ૧–૮–૦, फ ને રૂ. ૧–૦–૦, ग ને રૂ. ૦–૮–૦, અને ह ને રૂ. ૦–૪–૦ મળ્યાં.

૩. એક હરાજીમાં રૂ. ૨૫–૬–૦ ખુરશી નંગ ૮ ના, રૂ. ૩૫–૫–૦ ટેબલ નં. ૩ ના, રૂ. ૫૨–૧૨–૦ કોચ ૪ ના, રૂ. ૪૦–૦–૦ કબાટ નં. ૨ ના, રૂ. ૨૫–૦–૦ પેટી બેના અને રૂ. ૧૧–૪–૩ પુસ્તકોના ઉપજ્યા.

૪. સંવત ૧૯૫૬ ના મહા સુદ ૮ ને રોજ એક ખેડુતે પોતાની ઉપજમાંથી રૂ. ૧। એ મણ લેખે મણ ૩૦ બાજરી, રૂ. ૨। એ મણ લેખે મણ ૨૪ ઘઉં, રૂ. ૧॥। ના દરથી મણ ૨૮ ડાંગર, રૂ. ૧। મણ લેખે મણ ૧૫ તુવર, તથા રૂ. ૮। ના દરથી મણ ૧૫ રૂ વેચ્યું, તો વેચાણની વિગત લખો.

૫. સંવત ૧૯૫૬ ના વૈશાખ સુદ ૨ થી એક કુવો ખોદવાનું કામ ૬ દિવસ ચાલ્યું તે કામમાં મજુરો છઆને રોજના રાખ્યા હતા. પહેલે દિવસે ૧૮, બીજે દિ. ૨૨, ત્રીજે દિ. ૨૫, ચોથે દિ. ૩૦, પાંચમે દિ. ૩૨ અને છઠ્ઠે દિ. ૪૦ મજુરો હતા, તો ખોદાણના ખરચની વિગત લખો.

---

## પાઠ ૮.

### પત્રકરૂપે નામું.

એકની એક બાબતમાં જૂદે જૂદે દિવસે ફક્ત ઉપજ કે ખરચ થાય, તો નીચે પ્રમાણે પત્રકના રૂપમાં નામું રાખવું સુગમ પડેછે.

ઘરખરચ, માહે જાનેવારી સન ૧૯૦૦ માં તા. ૭ મી સુધી થયું તે....

| બાબત. | તારીખ. | | | | | | | કુલ ખરચ. |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | |
| ઘી ... | ૦-૮-૦ | ... | ... | ... | ... | ૦-૮-૦ | ... | ૧-૦-૦ |
| તેલ ... | ... | ... | ... | ૦-૪-૦ | ... | ... | ૦-૪-૦ | ૦-૮-૦ |
| બળતણુ | ૨-૦-૦ | ... | ... | ... | ... | ... | ... | ૨-૦-૦ |
| દૂધ ... | ૦-૧-૦ | ૦-૧-૦ | ૦-૧-૩ | ૦-૩-૦ | ૦-૧-૦ | ૦-૧-૦ | ૦-૨-૯ | ૦-૧૧-૦ |
| શાક ... | ૦-૧-૬ | ૦-૧-૯ | ૦-૧-૬ | ૦-૩-૦ | ૦-૧-૩ | ૦-૧-૬ | ૦-૨-૯ | ૦-૧૩-૩ |
| પાન ... | ૦-૦-૬ | ... | ૦-૦-૩ | ૦-૦-૩ | ૦-૧-૦ | ... | ... | ૦-૨-૦ |
| પરચુરણુ | ... | ૦-૧-૦ | ૦-૦-૬ | ૦-૨-૦ | ... | ૦-૦-૯ | ૦-૩-૦ | ૦-૭-૩ |
| કુલ રોજનું. | ૨-૧૧-૦ | ૦-૩-૯ | ૦-૩-૬ | ૦-૧૨-૩ | ૦-૩-૩ | ૦-૧૧-૩ | ૦-૧૨-૬ | ૫-૯-૬ |

ઉપર પ્રમાણે પત્રક આંકવામાં મહિનાની જેટલી તારીખો હોય તેટલાં ખાનાં પાડવાં, એટલે આંખા માસનો હિસાબ તેમાં લખી શકાશે.

જેમ ઉપર ખરચનું પત્રક કરી બતાવ્યું છે તેમ ઉપજનું પત્રક કરી શકાય. એટલે જમા ખરચનાં જૂદાં જૂદાં પત્રક રાખવાથી આપ-લેનો હિસાબ રાખી શકાય. બન્ને જૂદાં પત્રક ન રાખતાં એકજ પત્રકમાં પ્રથમ જમા અને પછી ઉધાર લખે, અને પાછળથી કંઈ નવી બાબતો આવે તેને માટે જમાના ભાગમાં થોડી કોરી જગા રાખે તો ચાલી શકે. જેમ,

માસિક હિસાબ તા. ૧ જાનેવારી સન ૧૯૦૦ થી.

**જમા.**

| બાબત. | તારીખ. | | | | | | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | |
| પગાર... ... | ૧૫૦-૦-૦ | ... | ... | ... | ... | ... | ૧૫૦-૦-૦ |
| બાગની ઉપજ | ... | ૦-૮-૦ | ૦-૬-૦ | ... | ૧-૨-૦ | ૦-૫-૦ | ૨-૫-૦ |
| મકાન ભાડું | ૭-૦-૦ | ... | ... | ... | ૩-૦-૦ | ... | ૧૦-૦-૦ |
| પુસ્તક વેચાણુ | ૫-૦-૦ | ... | ૭-૦-૦ | ૧૦-૦-૦ | ... | ... | ૨૨-૦-૦ |
| કુલ... | ૧૬૨-૦-૦ | ૦-૮-૦ | ૭-૬-૦ | ૧૦-૦-૦ | ૪-૨-૦ | ૦-૫-૦ | ૧૮૪-૫-૦ |

**ખરચ.**

| બાબત. | તારીખ. | | | | | | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | |
| અનાજ ... | ૫૦-૦-૦ | ... | ૨૯-૦-૦ | ૨૧-૦-૦ | ... | ... | ૧૦૦-૦-૦ |
| ઘી ... ... | ... | ૫-૦-૦ | ... | ... | ... | ... | ૫-૦-૦ |
| તેલ ... ... | ૧-૦-૦ | ... | ... | ... | ... | ૧-૦-૦ | ૨-૦-૦ |
| દૂધ, શાક, પાન. | ૦-૪-૦ | ૦-૪-૦ | ૦-૨-૦ | ૦-૫-૦ | ... | ૦-૮-૦ | ૧-૭-૦ |
| પરચુરણ ... | ૦-૧-૦ | ૦-૨-૦ | ૦-૭-૦ | ... | ૦-૩-૦ | ૦-૨-૦ | ૦-૧૫-૦ |
| કુલ... | ૫૧-૫-૦ | ૫-૬-૦ | ૨૯-૯-૦ | ૨૧-૫-૦ | ૦-૩-૦ | ૧-૧૦-૦ | ૧૦૯-૬-૦ |

પત્રકથી ઘણી માહીતિ સુગમતાથી એકદમ નજર આગળ આવેછે.

પત્રકને બદલે તિથિ કે તારીખવાર પાઠ ૭ માં બતાવ્યા પ્રમાણે યાદી કરીએ કે પાઠ ૬ માં બતાવ્યા પ્રમાણે આંકીને લખીએ તો જગા વધારે રોકાય, રોજ વધારે લખવું પડે, અને કયી બાબતમાં એકંદર કેટલી રકમ થઈ તે એકદમ જણાઈ ન આવે. પાઠ ૭ માં બતાવેલી કેટલીક બાબતોનો હિસાબ પત્રકરૂપે રહી શકે. જમા રોજ રોજ નવી નવી બાબતો આવતી હોય ત્યાં આવું પત્રક કામ ન લાગે એ સ્પષ્ટ છે.

**મનોયત્ન ૨.**

(૧) રોજ રૂ. ૦–૪–૬ નું દૂધ, રૂ. ૦–૨–૦ નાં ફળ, રૂ. ૦–૩–૬ નું શાક, રૂ. ૦–૦–૯ નાં પાન, અને રૂ. ૦–૦–૬ પરચુરણ ખરચ થાય છે. તો તા. ૧ ફેબ્રુઆરીથી તા. ૭ ફેબ્રુઆરી સન ૧૯૦૦ સુધીનું ખરચ પત્રકના રૂપમાં લખો.

(૨) એક ઘર બાંધવામાં ૪ કડીઆ, ૫ સુતાર, અને ૧૦ મજુર કામે રાખ્યા. રોજ રોજ એક કડીઓ બે સુતાર અને ત્રણ મજુર વધારી આઠ દિવસમાં કામ પૂરૂં કર્યું. દરેક મજુરને રોજ રૂ. ૦–૩–૦ અને સુતાર તથા કડીઆને રૂ. ૦–૧૦–૦ મળતા. પત્રકના રૂપમાં રોજ ખરચ કેટલું થયું તે બતાવો.

(૩) અ ના ખેતરમાં આસો વદ ૩ થી ૬ દિવસ કાપણીનું કામ ચાલ્યું. તેમાં પુરૂષને રૂ. ૦–૨–૦, સ્ત્રીને રૂ. ૦–૧–૬, છોકરાને રૂ. ૦–૧–૦, અને છોકરીને રૂ. ૦–૦–૯ રોજ હતો અને તેમની સંખ્યા અનુક્રમે પહેલે ને બીજે દિવસે ૮, ૭, ૧૨, ૧૦. ત્રીજે ને ચોથે દિવસે ૫, ૮, ૧૮, ૧૫. પાંચમે દિવસે ૬, ૧૨, ૧૦, ૮. અને છઠ્ઠે દિવસે ૧૬, ૧૦, ૨૦, ૧૮ હતી. આનો હિસાબ પત્રકના રૂપમાં લખો.

(૪) ઈ. સ. ૧૮૯૬ ના ફેબ્રુઆરીની તા. ૨૫ થી માર્ચની તા. ૩ સુધી મુસાફરીમાં રોજ ખાધાખરચ, ભાડાખરચ, દીવાબત્તી ખરચ, અને પરચુરણ ખરચ મળી રૂ. ૩-૦-૦ થતું. નજરમાં આવે તે આંકડા મૂકી ખરચનું પત્રક બનાવો.

(૫) અ ને ત્યાં રોજ સવારમાં શેર ૧, સાંજે શેર ૨॥ દૂધ આવેછે; પણ તા. ૫-૭-૧૧ એ શેર ૪॥, તારીખ ૯-૧૬-૨૨ એ શેર ૫, તા. ૨૧ એ ૦, અને તા. ૩૧ એ મણ ॥ દૂધ આવ્યું. દૂધનો ભાવ રૂ. ૧॥ એ મણ છે. તો મે માસનું પત્રક બનાવી છેવટ તેની કીમત ભરો.

---

## પાઠ ૯.

## ઠામ ખાતું અથવા બેઠું ખાતું.

ફક્ત ઉપજ કે ફક્ત ખરચનો નિયમિત હિસાબ યાદી અને પત્રકના રૂપમાં લખી શકાય. પરંતુ કોઈ ખાતામાં ઉપજ અને ખરચ બન્ને થાય તેનો હિસાબ તેમાં સુગમતાથી રાખી શકાય નહિ. વળી જૂદાં જૂદાં ખાતાંમાં આપ-લે થાય ત્યારે તો યાદી કે પત્રક કામમાં આવેજ નહિ. માટે આવી જાતનું નામું દરેક ખાતાનું નામ લખી તે નીચે તે ખાતાની જમા ઉધાર રકમો લખવામાં આવેછે. તેને **ઠામ ખાતું** અથવા **બેઠું ખાતું** કહેછે. અને તેવાં ખાતાં લખવાના ચોપડાને **ઠામ ખાતાનો કે બેઠા ખાતાનો ચોપડો કહેછે.**

જેમને ઘણો વેપાર નથી હોતો તેમને ઠામ ખાતાના ચોપડાથી ચાલી શકે. મોટા વેપારીઓને કે જેમને ઘણું લેણું દેણું હોય તેમને અનેક તરેહના ચોપડા રાખવા પડેછે, તે વિષે હવે પછી જાણવામાં આવશે.

ઠામખાતાના નમુના નીચે આપ્યા છે.

પટેલ નથુ જીવન ગામ સરખેજનાનું ખાતું. સં. ૧૯૫૬.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૬૦) | ફાગણ વદ ૧૩. બાબતે ઘઉંના વેચાણના શા. ત્રીભોવન કાળીદાસ ભરી ગયા. | ૧૫૦) | માગશર સુદ ૫. રોકડા રૂપીઆ દોઢસો. હા. પોતે. |
| | | ૪૮) | ફાગણ સુદ ૮. મહેસુલમાં ભરવા આપ્યા રૂપીઆ અડતાળીસ. હા. પોતે. |
| | | ૧૦૦) | જેઠ વદ ૧૨. બાબતે તમારી વતી તમારા કહેવાથી શા. ગીરધર નરોત્તમને આપ્યા. રૂપીઆ એકસો. |

## ગુમાસ્તી તથા ઘરખરચ ખાતું, સંવત ૧૯૫૬.

જ

૩૦૦) કાર્તિક સુદ ૧૦. ગુમાસ્તી પાછલી સાલની શેઠ હેમચંદ ખેમચંદને ત્યાંથી આવી તે.

ઉ

૬૦) ફાગણ વદ ૧૪. ઘઉં મણ ૪૦ દર મણના રૂ. ૧ાા લેખે.

૩૫) ચૈત્ર સુદ ૪. ડાંગર મણ ૨૮ દર મણના રૂ. ૧ા પ્રમાણે.

૧૨) ચૈત્ર વદ ૮. તુવર મણ ૧૫ દર રૂ. ૧) ની મણ ૧ા લેખે.

૭૦) જેઠ સુદ ૨. પરચૂરણ ખરચના પત્રકમાં જણાવ્યા પ્રમાણે માસ ૭ નું.

## મનોયત્ન ૩.

નીચેનું નામું ઠામખાતાં પાડી લખો. ઘરખરચ, ખેતરખરચ, ઉપજ, મહેસુલ, અને લેણદારના નામનાં ખાતાં પાડવાં અને જરૂર પુરતી વિગત આપવી.

(૧) અશાડ સુદ ૨. રૂ. ૧૫૦) પરભુદાસ નરસીના રોકડા વ્યાજે લીધા, ખાતર રૂ. ૫ાા નું, ખેડવામાં રૂ. ૧૧ાા નું, બીમાં રૂ. ૯ા નું અને ઘરખાતે પરચુરણ રૂ. ૭) નું ખરચ થયું.

(૨) અશાડ સુદ ૮. ખાતરના રૂ. ૧૭), ખેડવામાં રૂ. ૮), બીના રૂ. ૩), તથા ઘરખરચના રૂ. ૨૫) થયા.

(૩) અશાડ વદ ૫. બીખાતે વાવવાનું ખરચ રૂ. ૧૦) થયું, રૂ. ૫૦) કુબેર કેશવના વ્યાજે લીધા, રૂ. ૨ાા ખેતરના પરચુરણ ખરચમાં અને રૂ. ૫ાા ઘરખરચમાં ગયા.

(૪) ભાદરવા સુદ ૨. નીંદામણ ખરચ રૂ. ૧૦), ખેતરનું પરચુરણ ખરચ રૂ. ૮), ઘઉં તથા ચણાનું બી રૂ. ૮)

(૫) માગશર સુદ ૫. ટોયા ખરચ રૂ. ૧૨), કપામણી રૂ. ૧૨), મહેસુલ રૂ. ૫૮, કુબેર કેશવના રૂ. ૧૫૦) લીધા ખેતર વેચાણ લેવા સારૂ, ઘરખરચ રૂ. ૧૨)

(૬) પોષ સુદ ૮. બાજરી મણ ૨૯ાા દર રૂ. ૧ા એ મણ પ્રમાણે વેચી, ડાંગર મણ ૮૦ દર રૂ. ૧ાા પ્રમાણે વેચી, તેમાંથી પરભુ નરસીનો હિસાબ વ્યાજ સુદ્ધાં ચુકતે કર્યો (વ્યાજ બાર આના લેખે).

(૭) ફાગણ વદ ૧૦. ઘઉં મણ ૩૦ દર મણના રૂ. ૨)− પ્રમાણે વેચ્યા, બાજરી રૂ. ૧ા ના દરથી ૨૫ મણ વેચી, તુવર ૧ા મણને ભાવે ૨૦ મણ વેચી ને રૂપીઆ કુબેર કેશવને ત્યાં ભર્યા.

(૮) વૈશાખ સુદ ૨. ઘઉં રૂ. ૨ા ના ભાવથી ૪૦ મણ વેચ્યા, ચણા રૂ. ૧) ના મણ લેખે ૩૨ મણ વેચ્યા, ડાંગર રૂ. ૧ાાા ના ભાવથી ૮૦ મણ અને બાજરી રૂ. ૧ા ના ભાવથી ૨૦ મણ વેચી.

---

## પાઠ ૧૦.

### સિલક અને મેળ.

શરૂઆતમાં આપણી પાસે જે રકમ હોય તેને, તથા અમુક મુદત સુધી આપ-લે કર્યાં પછી આપણી પાસે જે બાકી રહે તેને સિલક કહેછે.

આપણી પાસે હોનારી રકમ જમા બાજુએ આવેછે, માટે આપણી પાસે જે સિલક હોય તે પ્રથમ જમા બાજુએ માંડીને નામું શરૂ કરવું જોઇએ. સિલકને કોઈ જણુશ અને કોઈ પુરાંત કહેછે, અને તેની પહેલાં શ્રી શબ્દ ઉમેરે છે. સિલક ખાતું પાડવામાં આવે ત્યારે તેને કોઈ જણુશ ખાતું અથવા શાહ ખાતું પણ કહેછે. શરૂઆતમાં સિલક બિલકુલ ન હોય તો વેપારીઓ ૦ ને અશુભ ગણેછે, માટે શુન્ય ન માંડતાં ૦) ૧ા (સવા દોકડો) માંડેછે, પણ તે ઠેકાણે શુન્ય છે એમ સમજીને તે ગણત્રીમાં લેતા નથી.

આપણી પાસે પ્રથમ રકમ હોયા વગર ખરચ થઈ શકતું નથી. માટે એ સ્પષ્ટ છે કે કોઈ પણ વખતે જમે બાજુનો સરવાળો લેઇએ તે તેજ વખતના ઉધાર બાજુના સરવાળાથી વધારે અથવા તેની બરોબર હોવો જોઇએ. જમે બાજુના સરવાળામાંથી ઉધાર બાજુનો સરવાળો બાદ કરતાં જે બાકી રહે તે તે વખતની સિલક કહેવાય.

**મેળ** એટલે મળતાપણું. અમુક વખતે ચોપડા ઉપરથી જે સિલક માલમ પડે તે, તે વખતની આપણી પાસેની પ્રત્યક્ષ (રોકડ) સિલકની સાથે મળતી આવે, એટલે તેની બરોબર હોય, તો તે નામાનો **મેળ મળ્યો** કહેવાય.

કોઈ નિયમિત મુદતે સિલક કહાડી મેળ મેળવવામાં આવે તેને **સિલકબંધ** અથવા **મેળબંધ** નામું કહેછે. તે બે પ્રકારનું છે. ૧. રોજમેળ અને ૨. મુદતમેળ.

દરરોજ સિલક કાઢી મેળ મેળવવામાં આવે તેને **રોજમેળનું નામું** કહેછે.

અમુક દિવસને અંતરે, સિલક કાઢી મેળ મેળવવામાં આવે તેને **મુદતમેળનું નામું** કહેછે, અને તે મુદતનું નામ તે નામાને લગાડવામાં આવેછે. જેમ, અઠવાડિયા મેળ, પખવાડિયા મેળ, મહિના મેળ.

મેળ તપાસવાનું અંતર જેમ થોડું તેમ ભૂલ થઇ હોય તો તે માલમ પડવાનો સંભવ વધારે રહે છે. એક પખવાડિયે કે મહિને મેળ મેળવતાં કંઇ

ચૂક માલમ પડે તો કયે દિવસે કયી રકમને લીધે ચૂક પડી છે તે યાદ આ-વવું કઠણ પડે, માટે મુદતમેળ કરતાં રોજમેળનું નામું વધારે સારૂં ને ભ-રૂસાદાર ગણાય છે.

અત્યારસુધી નામું લખવાની જે રીતો બતાવી તે કરતાં રોજમેળનું નામું ચઢિયાતું છે. કેમકે તે રીતોમાં સિલક કાઢવામાં આવતી નથી, તેથી ઉપજ ખરચ લખવામાં ભૂલ થાય તો પકડી શકાય નહિ. જેને દરરોજ ઘણી આપ–લે થતી હોય તેણે તો નામું રોજમેળની રીતેજ લખવું જોઇએ.

રોજમેળ લખનારા દરેક આપ–લેની વખતે સિલક મેળવવા જાય તો વખત વધારે જાય, અને તેમના વેપારમાં હરકત આવે, તેથી તેઓ આખા દિવસનો વેપાર બંધ થયા પછી અથવા રાતને વખતે તે દિવસનો મેળ તપાસી સિલક મેળવેછે.

સિલક જેમ રોકડ રૂપીઆની કઢાય તેમ માલની પણ કઢાય છે. ચો-પડીઓ વેચનાર પુસ્તકોની, કણીઆ દાણાની, દોશી વાણીઆ કાપડની જાત-વાર સિલક કાઢેછે. તેથી દરેક જાતનો માલ પોતાની પાસે કેટલો છે તે માલમ પડી આવેછે.

## પાઠ ૧૧.

### સિલકબંધ અથવા મેળબંધ નામું.

જે નામાં ઉપરથી કોઇપણ વખતે આપણી પાસેની સિલક ઝટ જણાઇ આવે તેવા નામાને **સિલકબંધ** અથવા **મેળબંધ** નામું કહેછે. મેળબંધ ના-મામાં રોજમેળ એ મુખ્ય અને સામાન્યરીતે વપરાયછે.

જ્યારે નામા ઉપરથી સિલક તારવીને ચોપડામાં લખીએ ત્યારે સિલક કાઢી એમ કહેવાય છે.

જ્યારે સિલક કાઢી મેળ મેળવવો હોય ત્યારે તે વખત સુધીનું નામું બંધ કરવામાં આવેછે. એટલે પ્રથમ બંને બાજુની મથાળાની રકમોનો સર-વાળો દરેક બાજુએ છેવટ માંડેછે. જમે બાજુની રકમોમાં સિલક પણ ગ-ણાય છે. જમે બાજુના સરવાળામાંથી ઉધાર બાજુનો સરવાળો બાદ કરતાં જે બાકી રહે તે તે વખતની સિલક સમજવી. એ સિલકને ઉધાર બાજુએ "સિલક" એમ લખી મૂકવામાં આવેછે, અને તેની નીચે ઉધાર બાજુનો એ સિ-લક સાથે એકંદર સરવાળો મૂકાય છે. આ પ્રમાણે કાઢેલી સિલક આપણી પાસેની પ્રત્યક્ષ સિલક સાથે મળી રહે તોજ નામું ખરૂં છે, એમ સમજવું. એ રીતે સરવાળા લીધા પછી બબે લીટીઓ દોરીને બંને બાજુઓ બંધ કરી આગળની મુદતનું નામું શરૂ કરવામાં આવેછે.

આગળનું નામું શરૂ કરતી વખતે પાછળની જે સિલક ઉધાર બાજુએ કાઢી હોય, તે પ્રથમ જમે બાજુએ માંડેછે. દેશી નામામાં શ્રીજણશે પોતે, શ્રીપુરાંત બાકી, કે શ્રીપુરાંત જણશે લખી તેને મથાળે સિલકનો આંકડો લખાય છે, અને અંગ્રેજી રીતે કચેરીઓ, શાળાઓ વગેરેના નામામાં સિલક રોજ ( કે માસ ) ગુદસ્ત ( પાછલો, ગુજર્યાં ) લખી તેને મથાળે સિલકનો આંકડો લખાય છે.

સિલક કાઢવાથી નામું બંધ થવાની નિશાની રહેછે, એટલે તેમાં પાછળથી વધારો કે ફેરફાર થઈ શકતો નથી. આગળનું અને પાછળનું નામું એક બીજા સાથે જોડાયછે. વળી જમે તરફ પુરતી રકમ હોયાવગર ઉધાર તરફ રકમો લખી છે કે કેમ તે ઝટ જણાઈ આવેછે ને ભૂલ માલમ પડેછે. આથી નામું વધારે ભરૂસાદાર થાયછે.

## પાઠ ૧૨.

## રોજમેળ.

રોજમેળમાં દાખલ કરવાની રકમો બે પ્રકારની હોયછે. ( ૧ ) રોકડ, ( ૨ ) **જમાખરચી.**

રોકડી રકમોની આપ–લે થાય તે રોકડ **વ્યવહાર** કહેવાય. જેમ, **અ** ને આપણે રૂ. ૧૦૦) રોકડા આપીએ કે **બ** આપણને રૂ. ૨૦૦) રોકડા આપી જાય તે રોકડ વ્યવહાર કહેવાય. એથી આપણી સિલકમાં વધ ઘટ થાયછે.

જે રકમ એક ખાતે જમે પડે, તેવીજ બીજે ખાતે ઉધરે, અથવા જે રકમથી સિલકમાં કંઈ વધ ઘટ થતી નથી તે **જમાખરચી** રકમ કહેવાય. જમાખરચી રકમો બે જાતની હોયછે. ( ૧ ) નાણાસંબંધી, ( ૨ ) માલસંબંધી. જેમ, **અ**ની પાસે રૂ. ૧૦૦ ) આપણે માગતા હોઇએ, અને **બ** આપણી પાસે રૂ. ૧૦૦ ) માગતો હોય, ત્યારે જો **બ** તે રકમ **અ** પાસેથી લેવા કબુલ થાય તો આપણા રોજમેળમાં **અ**ના રૂ. ૧૦૦ ) જમા થઈ, **બ**ને ખાતે તે ઉધરશે. આ નાણાંસંબંધી માત્ર જમાખરચ થયું. એથી આપણી પાસે નાણાં આવતાં કે જતાં નથી અને સિલકમાં કાંઈ વધઘટ થતી નથી. જો આપણે **અ**ને રૂ. ૫૦ )નો માલ ઉધાર આપીએ તો તે તેને ખાતે ઉધારીશું અને રૂ. ૫૦ ) વેચાણ ( વિકરી કે વકરા ) ખાતે જમે કરીશું. આ રીતે માલસંબંધીના જમાખરચથી પણ સિલકમાં કંઇ વધઘટ થતી નથી.

રોજમેળ લખવાની રીત બે પ્રકારની છે. ૧ દેશી અને ૨ જી અંગ્રેજી.

દેશી રીતમાં પ્રથમ મીતિ એટલે તિથિ, મહિનો ને સંવત લખીને ( કેટલાક વાર પણ લખેછે ) પાઠ ૬ માં બતાવ્યા પ્રમાણે જમા ઉધારની લીટી

દોરવી. પછી જમા તરફ પાછલી સિલક લખી પ્રત્યક્ષ અથવા બીજી રીતે આવેલી રકમો જમે કરવી. દરેક રકમમાં ખાતાનું નામ, હસ્તે તથા પેટા રકમો હોય તો તે વિગતવાર લખવી. જમાખરચી રકમ લખતાં તે રકમ સામી બાજુએ કયે ખાતે છે તે જણાવવું. રોજમેળને બદલે મુદતમેળ રાખવો હોય, તો પ્રથમ તે મુદત અમુક મીતિથી અમુક મીતિ સુધીની લખી જમા ઉધારની લીટી દોરવી, અને પાછલી સિલક જમામાં બતાવ્યા પછી, જે જે રકમો જમે ઉધાર થાય તેની મીતિ જણાવવી; કારણ મથાળાની મીતિ દરેક રકમને લાગુ પડવાની નથી. એક દિવસ કે મુદતની આપ લે પૂરી થાય એટલે પાઠ ૧૧ માં બતાવ્યા પ્રમાણે રકમોના સરવાળા કરી સિલક કાઢવી ને રોજમેળ બંધ કરવો. તે પછી બીજા દિવસનો કે બીજી મુદતનો રોજમેળ લખવો હોય, તો ગયા વખતની સિલક જમા કરી ઉપર પ્રમાણે જમા ઉધાર રકમો લખવી. કોઈ દિવસે જમાખરચ થયું ન હોય તો કેટલાક તે મીતિનો મેળ દોરી જમાખરચમાં શૂન્ય લખેછે, અને ઘણાક તેમ ન કરતાં તે પછી જે દિવસે જમાખરચ થયું હોય, તે મીતિનોજ રોજમેળ લખેછે. કચેરીઓમાં ને શાળાઓમાં રોજમેળ દેશી રીતેજ લખાય છે. માત્ર આણપાણને બદલે રકમોમાં રૂપીઆ, આના, ને પાઈ લખેછે. **સિલક રોજ ગુદસ્તની, સિલક આવતા રોજ સારૂ,** એમ સિલક સંબંધે લખેછે. જમા ઉધારની રકમો લખતા અગાઉ જમા રોજ મજકુર, ખરચ રોજ મજકુર એવું મથાળું કરેછે, અને દેશીને બદલે અંગ્રેજી મીતિ મથાળે લખેછે.

અંગ્રેજી રીતમાં જમે અને ઉધાર બંને તરફ એકજ પાનામાં મીતિ (તારીખ, માસ, સન), પછી વિગત અને તે પછી રકમને માટે ઉભાં ખાનાં આંકેછે. પછી જમે તરફ તારીખ નાખી તે તારીખની સિલક મૂકે છે, અને જમેની રકમો જમે તરફ તથા ઉધારની રકમો ઉધાર તરફ લખેછે. મેળ કાઢવાની તથા સિલક માંડવાની વિધિ તો દેશી રીતના જેવીજ હોયછે.

---

## પાઠ ૧૩.

### રોજમેળ—ભાગ ૨.

પાછળ બતાવ્યું કે મીતિ, રકમ અને ખાતાનું નામ તથા વિગત એ ત્રણ નામામાં લખવાનાં અવશ્ય અંગ છે. જે દિવસે અને જે રકમનો વ્યવહાર બન્યો હોય તે દિવસ અને તે રકમ લખવામાં ગુંચવણ પડતી નથી;

પરંતુ ખાતાનું નામ અને વિગત લખવામાં ઘણીવાર ગુંચવણ પડેછે, અને ભૂલ થાય છે. માટે આ ત્રીજા અંગઉપર વધારે લક્ષ આપવાની જરૂર છે.

ખાતાં બે પ્રકારનાં હોય છે. **૧ માણસવાર, ૨ વિષયવાર.**

કોઈ શખ્સની સાથે કે પેઢી (બેંક-કંપની) ની સાથે ધીરધારનો અથવા લેણદેણ તરીકે કોઈ રકમનો વ્યવહાર થયો હોય, તો તે શખ્સ અથવા પેઢીના નામનું ખાતું પાડી તેમાં તે રકમ લખવામાં આવે છે. આવાં ખાતાં માણસવાર કહેવાય છે. માણસવાર ખાતાં પાડવાં સહેલાં છે, કારણકે એકના એક શખ્સ અથવા પેઢી સાથે જૂદે જૂદે દિવસે જૂદી જૂદી રકમોનો વ્યવહાર થાય તોપણ તેજ શખ્સ કે પેઢીનું નામ દરેક વ્યવહારમાં સ્પષ્ટ જણાઈ આવે છે. માણસનું ખાતું હોય તો તેની અટક, નામ, બાપનું નામ, અને પરગામી હોય તો તેના ગામનું નામ આપવું જોઇએ. એથી એકજ નામના બે શખ્સ હોય તો ઓળખાઈ આવે. પણ જો બાપના નામ સહિત અને વખતે અટક સુદ્ધાં નામ મળતાં આવે તો તેમની જાત તથા ઉપનામ આપવાં. જેમ, પટેલ નાથા કાળીદાસ ગામ નરોડાવાળાનું ખાતું, પટેલ નાથા ઉર્ફે (ઉપનામ) કીકા કાળીદાસ ગામ સાણંદવાળાનું ખાતું. એકજ નામની પેઢીનાં જૂદાં જૂદાં સ્થળને માટે જૂદાં જૂદાં ખાતાં હોય તો તે સ્થળનું નામ અવશ્ય લખવું જોઈએ. જેમ, પરી. હરજી પ્રેમજીની વીરમગામની દુકાનખાતું; પરી. હરજી પ્રેમજીની મુંબઇની દુકાનખાતું.

કોઈ શખ્સનો વિચાર મનમાં ન લાવતાં કોઈ વસ્તુ કે વિષયના નામનું ખાતું પાડી તેમાં સમાવેશ થાય તેવી રકમો તે ખાતે લખવામાં આવેછે. આવાં ખાતાં વિષયવાર ખાતાં કહેવાય છે. જરૂર અને પ્રસંગને અનુસરીને દરેક માણસ પોતાની સમજ પ્રમાણે કોઈ ધોરણ નક્કી કરીને વિષયવાર ખાતાં પાડેછે. સાકર, ખાંડ, અને ખારેકનો કોઈ વેપારી દરેક જણસસંબંધી આપ લે લખવાને તે જણસના નામનું જૂદું ખાતું રાખે, અથવા, "માલખાતું" એ નામ રાખી બધી જણસોનો વ્યવહાર તે એકજ ખાતામાં લખે. રૂ. ૨૫) ઘર દુરસ્તી કરવામાં ખરચ થયું. હવે કોઈને ઇમારત સંબંધી વ્યવહાર જૂદા જાણવા હોય તો તે "ઇમારતખાતું" એ નામ રાખી તે ખાતે એ રકમ ઉધારે. જો પોતાનું તમામ ખરચ એકજ ઠેકાણે લખવું હોય, તો "ખરચખાતું" એ નામ રાખી તે ખાતે એ રકમ ઉધારે. આમ એકજ વ્યવહારની રકમ જૂદા જૂદા માણસો જૂદા જૂદા ખાતામાં દાખલ કરી શકે; પરંતુ એકજ માણસ એકજ પ્રકારના વ્યવહારની જૂદી જૂદી રકમો જૂદે જૂદે ખાતે લખે, તો તેનો હિસાબ ચોખ્ખો ગણાય નહિ. એક વખત ઘર દુરસ્તીની રૂ. ૨૫) ની રકમ ઇમારતખાતે લખે અને બીજી વખત ઘર

દુરસ્તીની રૂ. ૧૮) ની રકમ ખરચખાતે લખે, તો ખાતાં પાડવાનો હેતુ પાર પડે નહિ, કેમકે તેથી ખરચખાતાનો કે ઇમારતખાતાનો ખરો આંકડો જણાય નહિ.

## પાઠ ૧૪.

### ખાતાં.

માણસવાર અને વિષયવાર ખાતાં વિષે વિચાર આપણે ગયા પાઠમાં કર્યો. જે માણસ કે પેઢીની સાથે આપણે વ્યવહાર કરવો પડે તે માણસ કે પેઢી પાસે આપણું કેટલું લેણું કે દેવું નીકળે છે, તે જાણવાસારૂ તેને ખાતે જૂદે જૂદે વખને જે આપ લે થાય તે દાખલ થવી જોઈએ. એમ છતાં કેટલીક બાબતનો વ્યવહાર બીજા માણસ સાથે થાય છે, તોપણ તે માણસને ખાતે લખાતો નથી. જેમ, રૂ. ૧૧૫) ની એક કંઠી, શા. ત્રીકમજી વેલજી પાસેથી વેચાતી લેઈ તેને રૂપીઆ આપ્યા, તો તે રકમ દાગીનાખાતે ઉધારવી જોઇએ, અને કોની પાસેથી લીધી તે જાણવા સારૂ વિગતમાં શા. ત્રીકમ વેલજી પાસેથી કંઠી ૧ હીમની તોલા ૫ ની લીધી તેના, એમ લખવું. ત્રીકમ વેલજીના માલના રૂપીઆ ચૂકવ્યા તેથી તેની પાસે કંઇ માગતું લેણું રહેતું નથી, માટે તેને ખાતે રૂપીઆ ઉધારવાની કે માલ જમા કરવાની જરૂર નથી. પણ જો તેને ત્યાંથી કંઠી ઉધાર આણી હોય, અથવા કંઠીને માટે રૂપીઆ અગાઉથી આપ્યા હોય, તો તેને ખાતે જમા ખરચ પડવું જોઇએ. આવું બને છે ત્યારે બન્ને ખાતામાં એટલે બેવડું જમા ખરચ કરવું પડેછે. એટલે ઉધાર લીધેલી કંઠીના પૈસા શા. ત્રીકમ વેલજીના દેવા થયા માટે તેને ખાતે જમા કરવા, અને કંઠી બદલ રૂ. ૧૧૫) ખરચ થયું તે દાગીના ખાતે ઉધારવું જોઈએ. જ્યારે રૂપીઆ આપીએ ત્યારે તે ત્રીકમ વેલજીને ખાતે ઉધારવા જોઇએ. એજ રીતે રૂ. ૧૦૦) પટેલ નાથા બેચરને ધીર્યા તે વખત તેને ખાતે ઉધાર્યા, અને ૭ માસ પછીથી તેની પાસેથી રૂ. ૭ા વ્યાજના આવ્યા છતાં તેની પાસે રૂ. ૧૦૦) ની લેણી રકમ કાયમ રહેવી જોઇએ. માટે રૂ. ૭ા તેને ખાતે જમા કરી તેટલી રકમ તેને ખાતે ઉધારી વિગતમાં લખવું કે "૭ માસના વ્યાજના." પછી તે તરત વ્યાજખાતે જમા કરવી અને વિગતમાં જણાવવું કે પટેલ નાથા બેચરના આવ્યા તે. કોઈ વ્યવહારથી સિલકમાં વધઘટ ન થાય તો તે પ્રસંગે જેટલી રકમ ઉધરે તેટલીજ રકમ જમા થવી જોઇએ. જો સિલકમાં કંઈ રકમ ઘટે, તો તે રકમ છેવટે ઉધાર તરફ વધવી જોઈએ; અથવા જેટલી વખત તે રકમ જમા થાય તે કરતાં એક વખત વધારે

ઉધારવી જોઇએ. એથી ઉલટું કંઈ રકમ સિલકમાં વધે, તો તેટલી રકમ જમે તરફ વધવી જોઇએ, અથવા જેટલી વખત તે રકમ ઉધરે તે કરતાં એક વખત વધારે જમા થવી જોઇએ. જેમ, સોની નાના મનસુખને ત્યાંથી એક દાગીનો ઉચક રૂ. ૧૦૦) આપી આણ્યો. આમાં વધઘટનો જવાબ દેવાનો બાકી રહેછે, માટે તુરત તેટલા રૂપીઆ સોની નાનાને નામે ઉધારી રાખીએ, તો માલ પણ ખરૂં જોતાં તેની પાસેથી આવેલો છે તે તેને નામે જમા કરી, રૂપીઆ તેને ખાતે ઉધારવા જોઇએ. આમ કરીએ તો જમાને ઉધારમાં સરખી રકમ પડવાથી સિલકમાં ફેર ન પડે, અને આપણે તો રૂ. ૧૦૦) સોનીને રોકડા આપ્યા તેથી તેટલી રકમ સિલકમાંથી કમી થએલી છે, માટે તે રકમ ફરીથી દાગીના ખાતે ઉધારવી જોઇએ. ઉપર જે વ્યાજનો દાખલો આપ્યો છે તેમાં વ્યાજની રકમ એકવાર જમા ઉધાર કર્યા પછી બીજીવાર જમા કરવી પડી છે, કેમકે સિલકમાં વધારો થયોછે તે બીજીવાર જમા કર્યાવગર જણાઈ ન આવે.

---

## પાઠ ૧૫.

### ખાતાં—ભાગ ૨.

વિષયવાર ખાતાં પાડવામાં ગુંચવણ પડેછે તે વાત પાછળ કરી ગયા. વિષયવાર ખાતાં પૈકી કેટલાંક સામાન્ય રીતે વપરાય છે તે જાણવાં જોઇએ.

કેટલાંક ઉત્પન્ન અથવા ઉપજનાં ખાતાં હોયછે તે જમા તરફ આવેછે. જેમ કે પગાર કે ગુમાસ્તીખાતું, મકાનોનાં ભાડાં આવે તે ઘરભાડા ખાતું, જમીનની સાંથ વગેરે આવે તે જમીનની ઉપજ ખાતું, રૂપીઆનું વ્યાજ આવે તે વ્યાજ ખાતું, હુંડીઓનું હુંડીઆમણ મળે તે હુંડીઆમણ ખાતું; વટાવ, દલાલી, આડત, કમિશન આવે તે વટાવ ખાતું વગેરે. આનીજ બાબતમાં જે ખરચ થાય તે તે ખાતે ઉધરે છે. આવો વ્યવહાર જેને થોડો હોય તે જૂદાં જૂદાં ખાતાં ન પાડતાં ઉપજ કે નફાખાતે જમા ખરચ નાખેછે.

થોડા વ્યવહારવાળા જે અનેક જાતનું ઘરમાં ખરચ થાય તે ખરચખાતું કે ઘરખરચ ખાતું પાડી તેમાં લખેછે. પણ જેમનો વ્યવહાર ઘણો હોય, અને અનેક જાતનાં ખરચ જાણવાની જરૂર હોય, તે બાબતવાર જૂદાં ખાતાં પાડેછે. જેમ, ઈમારત ખાતું, તેમાં નવું મકાન બાંધવાનું, મકાનમાં વધારો કર્યાનું, તેની દુરસ્તીનું, ધોળામણ, રંગામણ, ચળામણ વગેરે લખે છે. દાગીના ખાતું તેમાં સર્વ જાતના દરદાગીનાનું ખરચ પડેછે. કોઈ સરસામાન ખાતું પાડી તેમાં મેજ, ખુરસીઓ વગેરે લાકડાનો સામાન, વાસણ–કુસણ

વગેરે ટકાઉ ને વેચવાથી પૈસા ઉપજે એવી ચીજો દાખલ કરેછે. ઘણુાખરા ધર્માંદાય ખાતું જૂદું રાખી જે પુણ્ય દાન કરવામાં આવે તે તે ખાતે લખેછે. વેપારીઓ નફામાંથી અમુક ટકા ધર્માંદાના કાઢેછે માટે તેમને એ ખાતું રાખવાની ખાસ જરૂર પડેછે. કોઈ કપડાં ખાતું જૂદું પાડેછે અથવા તે દરદાગીના ખાતામાં લઈ કીમતી કપડાં તેમાં દાખલ કરેછે. જેઓ ઘણાં પુસ્તકો, વર્તમાનપત્રો, ચોપાનિયાં ખરીદેછે તેઓ તેનું જૂદું ખાતું પાડેછે. કોઈ ખાધાખરચની રકમ જાણવા સારૂ ભોજનખરચ એવું ખાતું પાડી તેમાં અનાજ, ઘી, તેલ, લાકડાં, વગેરે ભોજનને લગતું સર્વ ખરચ લખેછે. ચાકર ઘણા હોય તો નોકર ચાકરના પગાર ખાતું જૂદું રાખવામાં આવેછે. કોઈ ગાડીખરચ જૂદો જણાઈ આવવા સારૂ ગાડીખાતું જૂદું રાખેછે. નાની અનેક જાતની રકમોનું ખરચ થાય તેને માટે કોઇ પરચૂરણ ખાતું (કચેરીઓમાં કંટીજંટ ખાતું) પાડેછે. લગ્નાદિ પ્રસંગે ચાંલ્લો આપવા લેવાની રીત હોવાથી કોનો કેટલો ચાંલ્લો આવ્યો અથવા કોને કેટલો ચાંલ્લો કર્યો તે જાણવાની જરૂર પડેછે, તેથી ચાંલ્લાખાતું જૂદું રાખવું પડેછે.

વેપારીઓ ખરીદ અને વકરાખાતું રાખેછે. વેપાર સારૂ આણેલા માલના પૈસા ખરીદખાતે ઉધારે છે, અને તેના વેચાણથી જે પૈસા આવે તે વકરાખાતે જમે કરેછે. આવેલી કે આપેલી રકમ થોડા દહાડા માટે હોય, અથવા તે કોને ખાતે જમા ઉધાર કરવી તે જણાઈ ન આવે, અથવા તે વાંધા ભરેલી હોય, અથવા જાંગડ આવેલા માલની કીમત જાણવામાં ન હોય, તો તે વેપારીઓ ઉપરટપકાખાતે, અને કચેરીઓ વગેરેમાં જમા હોયતો અનામત ખાતે, અને ઉધાર હોયતો તસલમાત ખાતે માંડેછે. થોડા દહાડા માટે રૂપીઆ ઉછીના લેવા આપવા પડે તો તે ઉપરટપકા ખાતે કે જેના તેને નામે *લખાય છે.

## પાઠ ૧૬.

### રોજમેળના નમુના.

પાછલા પાઠોમાં આપેલી સમજ ઉપરથી રોજમેળ કેમ લખવો તે ધ્યાનમાં આવી શકે. તોપણ તેના નમુના વડે રોજમેળ વિષે સ્પષ્ટ વિચાર આવશે જાણી નીચે તેના નમુના આપ્યા છે.

* પણ એવી રકમોને વેપારીઓ ઉબળેક ગણી જેના તેના ખાતામાં ખતવતા નથી. જ્યારે તેનું જમા ખરચ થાય ત્યારે બંને બાજુએ "ઉ" (ઉબળેક બતાવવા માટે) ખાતાને મથાળે કરેછે.

## દેશી રીતનો નમુનો.

સંવત ૧૯૫૫ ના કાર્તિક શુદ ૫ તારીખ ૧૮ માહે નવેંબર સન ૧૮૯૮ ને વાર શુક્ર.

**જ**

૫૨।= શ્રીપુરાંત જણશેછે.

૧૨૦) શા. નગીનદાસ જેઠાભાઇને ખાતે
૧૨૦) રોકડા મુંબઈગરા હા. પોતે.

૧૫) પટેલ એચર જીવાને ખાતે.
૧૫) રોકડા નગદી વ્યાજના રૂ. ૧૨૫) ના દોકડા લેખે વરસ ૧ ના ગઈ સાલના હા. પોતે.

૧૨) પટેલ કીશોર નાગજીને ખાતે.
૧૨) નગદી રોકડા વ્યાજ રૂ. ૧૦૦) ના વરસ ૧ ના ગઈસાલના હા. તેમનો દીકરો ભવાન.

૨૭) શ્રી વ્યાજખાતે.
૧૫) પા. એચર જીવાને ખાતે ઉધારીને.
૧૨) પા. કીશોર નાગજીને ખાતે ઉધારીને.

૨૭)

૪૦૦) શા. જોઈતા નરસીને ખાતે.
૪૦૦ રૂ ખાંડી ૨ ખરીદ કર્યું તેની કીંમતના ખરીદખાતે ઉધારીને.

૬૨૬।=

**ઉ**

૧૫) પટેલ એચર જીવાને ખાતે.
૧૫) વ્યાજ રૂ. ૧૨૫)નું ગઈ સાલનું તે વ્યાજખાતે જમે.

૧૨) પટેલ કીશોર નાગજીને ખાતે.
૧૨) વ્યાજ રૂ. ૧૦૦) નું ગઇસાલનું તે વ્યાજખાતે જમે.

૪૦૦) શ્રી ખરીદખાતે.
૪૦૦) રૂ. ખાંડી ૨ દર મણે રૂ. ૧૦ પ્રમાણે શા. જોઇતા નરસીનું ખરીદ કર્યું તેના તેમને ખાતે જમે.

૯૦) પટેલ કુબેર મનજીને ખાતે.
૯૦) રોકડા હા. પોતે વ્યાજ દોકડા ૧ લેખે તેનું ખત સ્ટાંપના કાગળ ઉપર લખાવી લીધું છે.

૨૪॥= શ્રી ખરચખાતે.
૪॥= તપેલું ૧ પીત્તળનું શેર ૮ દરશેરના ૦॥-। લેખે.
૩) ઘી શેર ૬॥।
૨) તેલ શેર ૧૨।
૧૫) બાજરી મણ ૧૨

૨૪॥=

૫૪૧॥=
૮૪॥ શ્રી પુરાંત બાકી.

૬૨૬।=

## અંગ્રેજી રીતનો નમુનો.

**જમા.** — **ઉધાર.**

| તા. | માસ. | બાબત. | રૂ. | આ | પા. | તા. | માસ. | બાબત. | રૂ. | આ | પા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | માર્ચ ૧૯૦૦ | સિલક રોજ ગુદસ્ત. | ૨૦ | ૫ | ૩ | ૩ | માર્ચ ૧૯૦૦ | પા. નરસી અમરને આપ્યા હા. પોતે. | ૧૨૫ | ... | ... |
| ,, | ,, | શા. નથુ પાનાચંદના આવ્યા હા. પોતે. | ૨૦૦ | ... | ... | ,, | ,, | શા. નરોતમ વીઠલને આપ્યા હા. એન ગંગા. | ૫૦ | ... | ... |
| ,, | ,, | પા. કેવળ કીશોરના આવ્યા. હા. પોતે. | ૮૦ | ... | ... | | | | ૧૭૫ | ૦ | ૦ |
| | | | | | | | | સિલક આવતા રોજસારૂ. | ૧૨૫ | ૫ | ૩ |
| | | | ૩૦૦ | ૫ | ૩ | | | | ૩૦૦ | ૫ | ૩ |

## પાઠ ૧૭.

### રોજમેળ વિષે વિશેષ સમજ.

ખરચ કરવા સારૂ રૂપીઆ જોઈએ માટે પ્રથમ આપણી પાસે જે રકમ હોય તે સિલક તરીકે જમા કરવામાં આવેછે, અથવા આપણી પાસે કંઈ ન હોય તો કોઈના રૂપીઆ ઉપાડીને તેને ખાતે જમા કરીએ છીએ. વેપાર સહીઆરો હોય તો દરેક ભાગદારે આપેલી રકમ તેને ખાતે જમા કરવામાં આવેછે. સિલક અને જમા થએલી રકમો મળીને જે આંકડો થાય તેમાંથી ઉધરેલી રકમોનો સરવાળો બાદ કરતાં જે બાકી રહે તે રોકડસિલક સાથે મળી રહેવી જોઇએ અને તે આવતા રોજને માટે રહેલી સિલક સમજવી.

દરેક ખાતાનું જમા ખરચ પૂરૂં થયા પછી પાસે પાસે બબે લીટીઓ દોરવામાં આવેછે, તેનું કારણ એ કે તેથી અમુક વ્યવહારનું નામું ક્યાં પૂરૂં થયું છે તે જણાઇ આવે, તથા પાછળથી તેમાં વધારો થઈ ન શકે, અને થાય તો તરત જણાઈ આવે. જાણે પાછળનો વ્યવહાર બંધ કર્યાની એક લીટી, અને નવો શરૂ કર્યાની બીજી લીટી હોય એમ તે બતાવેછે. મથાળાની રકમોનો સરવાળો સુગમતાથી થાય માટે વિગત નીચે બબે લીટીઓ દોરવામાં

આવેછે. સરવાળો પૂરો થયા પછી નામું બંધ થયું છે, અને મથાળાની રકમ આવવાની નથી તે બતાવવાને સળંગ બબે લીટીઓ દોરવામાં આવેછે. કેટલાક જમા ઉધારની લીટીની નીચે બંને તરફ બબે લીટીઓ પાસે પાસે દોરેછે તે એવા હેતુથી કે ત્યાં આગળ પછવાડેથી કંઈ ઉમેરી ન શકાય.

બાબતવાર ખાતાંની શરૂઆતમાં શ્રી લખવાનો રિવાજ છે; શ્રીનો અર્થ લક્ષ્મી અથવા શોભાયમાન એવો થાયછે. રોકડા જોડે નગદ કે નગદી શબ્દ લખેછે; નગદનો અર્થ રોકડાજ છે. પણ કેટલેક ઠેકાણે એ પ્રમાણે શબ્દ બેવ-*ડવામાં આવેછે. રૂપીઆ કલદાર હોય તો મુંબઈગરા, કલદાર, ચલણી કે કુંપની શિક્કાના લખવામાં આવેછે; ને બીજા શિક્કાના હોય તો તેનું નામ જણાવવામાં આવેછે; જેમ, બાબાશાહી, શિક્કાઈ, વગેરે.

જ્યાં પેટા રકમો અનેક હોય ત્યાં તેમનો સરવાળો નાની બે લીટી દોરીને માંડવામાં આવેછે અને તે મથાળે ભરાય છે. મથાળાની રકમમાં ભૂલ થઈ હોય તો એથી પકડાય છે. વેપારીઓ મેળની સર્વ રકમોનો સરવાળો છેવટની બે લીટીઓની નીચે માંડેછે, અને સરકારી રોજમેળમાં નાની બે લીટીઓ મથાળાની રકમવાળા સ્થળમાં માંડેછે અને તેની આગળ લીટી દોરી તે રકમના અંકે અક્ષરથી લખેછે.

દરેક ખાતાના છેવટ ભાગે જમણી તરફ કે તે નીચે દોરેલી બે લીટીની તળે ખા. પા. લખવામાં આવેછે, તેની સમજ આગળ આવશે માટે નમુનામાં તે બતાવ્યું નથી.

સિલક એ જમે તરફની રકમ છતાં મેળ મેળવતી વખતે ઉધાર બાજુએ લખાય છે તેનું કારણ એ કે તેમ કર્યાવગર બંને બાજુના સરવાળા સરખા થાય નહિ, અને સરવાળા બરોબર થયા વગર નામાનો મેળ મળ્યો કે નહિ તે સમજાય નહિ. આપણી પાસે ખરચવા જેવી એટલે ઉધાર થઇ શકે તેવી રકમ મેળ બંધ કરતી વખતે કેટલી છે, એમ બતાવવાને તે ઉધાર તરફ લખાય છે. આગળના એટલે નવા નામામાં મોકલવા સારૂ સિલક ખાતાને તે રકમ સોંપવામાં આવી માટે ઉધરી એવો એનો અર્થ છે. મેળ બંધ કરતી વખતની ઉધાર તરફ જણાવેલી સિલક આગળનું નામું શરૂ કરતાં જમે તરફજ પ્રથમ લખાય છે. એટલે ખરેખરૂં જોઇએ તો સિલક અથવા જમે બાજુનો વધારો જમે તરફજ ખેંચાઈને પછી નામું આગળ ચાલેછે.

---

*એમ કહેવાય છે કે કાનો માત્રવગરના બોડીઆ અક્ષરે નામું લખ્યું હોય તો વાંચવામાં હરકત પડે તેથી બેમાંથી એક શબ્દ ઉકલ્યાથી પણ અર્થ સમજી શકાય. એજ રીતે મીઠું લુણ, ઘઉં દાણા વગેરે લખાય છે.

## મનોયત્ન ૪.

### નીચેનું નામું અંગ્રેજી રીતે મેળબંધ લખો.

૧. તારીખ ૨ જાનેવારી સન ૧૮૯૯. રૂ. ૧૨૫) પગાર ડિસેંબરનો આવ્યો. નોકરનો પગાર રૂ. ૪) અને રસોઇઆનો રૂ. ૫) આપ્યો. બાજરી રૂ. ૧) ની મણ ૧ાા આણી. લાઈબ્રેરીનું લવાજમ ચાલુ સાલનું રૂ. ૬) આપ્યું. રૂ. ૧૫) સેવિંગ બેંકમાં જમા કરાવ્યા.

૨. તારીખ ૩ જાનેવારી. સિલક રૂ. ૯૪) છે. ધોબીને રૂ. ૨) આપ્યા. દૂધવાળાને ગયા માસના રૂ. ૮) આપ્યા. ઘી રૂ. ૫) નું આણ્યું. પરચૂરણ ખરચ આઠ આના થયું.

૩. તા. ૧૫ જાનેવારી. સિલક રૂ. ૭૮–૮ છે. ફલાલીનવાર ૧૨ રૂ. ૧૫) ની બદન વગેરે સારૂ લીધી. તેલ રૂ. ૧ા નું શેર ૬ા લીધું. ચોખા મણ ૨ રૂ. ૫) ના આણ્યા.

૪. તા. ૨૫ જાનેવારી. સિલક રૂ. ૫૭–૪ છે. ઘઉં રૂ. ૧૦) ના મણ ૩ આણ્યા. દાળ રૂ. ૩) ની મણ ૧ આણી. મહીપતરામ અનાથ આશ્રમ ખાતે રૂ. ૧૦) બક્ષીસ આપ્યા. સોસાઇટીને માટે નિબંધ લખી આપ્યો તેના પારિતોષિકના રૂ. ૧૦૦) મળ્યા.

૫. તા. ૩૧ જાનેવારી. સિલક રૂ. ૧૩૪–૪ છે. રૂ. ૨) નાં પુસ્તક લીધાં. રૂ. ૨ાા ઘરભાડાના ચાલુ માસના આપ્યા. રૂ. ૪) ગરીબ છોકરીઓને ભણ-વામાં મદદ દાખલ આપ્યા.

## મનોયત્ન ૫.

### સંવત ૧૯૫૫ નો રોજમેળ.

(૧). કાર્તિક શુદ ૨. રૂ. ૧૦૧) સિલક. રૂ. ૪૦૦) શા. પાનાચંદ મ-ળચંદ પાસેથી લીધા; ખાતાનું વ્યાજ આઠ આનાની તેરીખનું. રૂ. ૧૫૦) પટેલ ભક્તિ ભુધરને દોકડા વ્યાજે ધીર્યા. રૂ. ૩૦૦) પટેલ જેઠા વસ્તાને બાર આ-નાની તેરીખે ધીર્યા. રૂ. ૫) અનાથ આશ્રમમાં દાન કર્યું. રૂ. પાા નો ગોળ મણ ૧, રૂ. ૩)– નો ત્રાંબાનો જૂનો દેઘડો શેર ૭ નો લીધો દર રૂ. ન≈ ને ભાવે, અને રૂ. ન≈ પરચૂરણ ખરચ થયું.

(૨). કાર્તિક શુદ ૩. સિલક રૂ. ૩૭) છે. શા. ઝવેર કાળીદાસને ત્યાં ૭ આના તેરીખનું ખાતું પાડી રૂ. ૩૦૦) લીધા. રૂ. ૨૦૦) પટેલ ભાણા ના-થાને દોકડા વ્યાજે ધીર્યા. ઘરખરચ સારૂ બાજરી મણ ૨૫ રૂ. ૩૧ ની, ૧ાા મણ તેલ રૂ. ૯) નું, મણ ૩ એરંડીઉં રૂ. ૧૬ાા નું, શેર ૫ ઘી રૂ. ૨) નું લીધું. અને રૂ. ના· પરચૂરણ ખરચ થયું.

(૩). કાર્તિક શુદ ૪. સિલક રૂ. ૭૭ાા છે. રૂ. ૧૦૦૦) મહેતા માણેકલાલ અંબાલાલ ચાર આનાને વ્યાજે મૂકી ગયા. રૂ. ૫૦૦) નું કાપડ–ધોતીજોટા ૮૦ લીધા. રૂ. ૪૦૦) નાં ખેતર બે લીધાં. રૂ. ૧૨૫) પા. કીશોર વાલજીને દોકડા વ્યાજે ધીર્યા.

(૪). કાર્તિક શુદ ૫. સિલક રૂ. ૫૨ાા છે. રૂ. ૫૦૦) બાઈ જડાવ શા. મૂળજી જેઠાની વિધવા મૂકી ગઈ, વ્યાજ આના ચાર. રૂ. ૧૫૦૦) શા. માણેકચંદ જેચંદને ત્યાંથી આઠ આના વ્યાજે લીધા. ઘર ૧ રૂ. ૧૬૦૦) માટે લીધું, તે ઘરના સ્ટાંપ તથા રજીષ્ટર ખરચના રૂ. ૨૫) થયા. ૬૦ ધોતીજોટા વેચ્યા તેના રૂ. ૪૫૦) આવ્યા. રૂ. ૨૦૦) શા. પાનાચંદ મૂળજીને ત્યાં ભર્યા. રૂ. ૧૦૦) ની કંઠી ૧ હેમની તોલા ૪ ની લીધી. રૂ. ૧૦) પરચૂરણ ઘરખરચ.

(૫). કાર્તિક વદ ·)). સિલક રૂ. ૫૬૭ાા છે. ધોતીજોટા ૨૦ વેચ્યા તેના રૂ. ૧૧૦) આવ્યા. કોળી રૂડા રૂપાને રૂ. ૬૦) દોઢ દોકડાને વ્યાજે ધીર્યા. રૂ. ૨૦૦) શા. ઝવેર કાળીદાસને ત્યાંથી લીધા. ખરીદેલા ઘરનું છાપરૂં દુરસ્ત કરાવવામાં રૂ. ૨૦૨ાા ખરચ થયા. રૂ. ૧૫ ગરીબોને અન્ન વસ્ત્ર આપવામાં ખરચ થયું.

---

## મનોયત્ન ૬.

(૧). માગશર શુદ ૧. સિલક રૂ. ૬૦૦) છે. રૂ. ૧૦૦૦) શા. ઝવેર કાળીદાસને ત્યાંથી ઉપાડ્યા. શા. પાનાચંદ મૂળચંદને ત્યાંથી રોકડેથી ૬૦ ધોતીજોટા રૂ. ૫૦૦) ના, ૨૦ ચલોઠા રૂ. ૬૦) ના, તથા ૧૫ પાઘડીઓ રૂ. ૧૫૦) ની લીધી. રૂ. ૫૦) ભક્તિ ભૂધર પોતે આપી ગયો. રૂ. ૧૦૦) પા. રૂડા મનોર વસ્તા ગામ સરખેજવાળાને આપ્યા, વ્યાજ દોકડો ૧ાા. રૂ. ૨૦૦) પા. માલા ભાઈજીને ધીર્યા, વ્યાજ દોકડો ૧. રૂ. ૧૫) બનાત ડગલા કરવા મંગાવી તેના, તથા રૂ. ૭ાા પરચૂરણ ખરચના.

(૨). માગશર શુદ ૭. સિલક રૂ. ૬૧૭ાા છે. ખેડુ કાળા મનોરે ખેતર કિત્તે ગોરડીઉં ખેડવા રાખેલું તેની સાંથના રૂ. ૪૦) આવ્યા. પરી નાગજી ભૂધરને સોનું તોલા ૬ ચૂડો મઢાવા લીધું તેના રૂ. ૧૫૦) આપ્યા. સોની છગનને ચૂડો મઢવાની મજુરીના રૂ. ૩) આપ્યા.

(૩). માગશર વદ ૧. સિલક રૂ. ૫૦૪ાા છે. મહેતા માણેકલાલ અંબાલાલને ઘર ભાડે આપ્યું તેના એક વર્ષના રૂ. ૧૫૦) અગાઉથી તે આપી ગયા. રા. મંગળદાસને લાઇબ્રેરીના ચાલુ સાલના લવાજમના રૂ. ૧૦) આપ્યા. દોસી મોહન કાળીદાસને ૩૦ ધોતીજોટા રૂ. ૩૧૦) ના તથા ૧૫ પાઘડી રૂ. ૧૮૦) ની વેચી તેના આવ્યા.

(૪). માગશર વદ ૧૦. સિલક રૂ. ૧૧૩૪ા છે. ખેડુ કીશોર વાલજીએ ખેતર કીત્તે લીંબડીઉં આધભાગે રાખેલું તેની ડાંગર મણ ૬૦ આવી તે વેચ્યાના રૂ. ૭૫) આવ્યા. મામલતદારને ત્યાં ઇનકમટેક્સના રૂ. ૧૫) ભર્યા. પા. ભક્તિ ભૂધરે પોતાના ખેતરની ડાંગર વેચી રૂ. ૫૦) આપ્યા. રૂ. ૫૦૦) નું સોનું ગદીઆણા ૪૦ લીધું તેના શા. નાગજી ભૂધરને આપ્યા. કાળીગાંઠી તથા વાંક કરાવ્યાની મજુરીના રૂ. ૨૫) સોની છગનને આપ્યા.

(૫). માગશર વદ ૦)). સિલક રૂ. ૭૧૯ા છે. તલાટી મનસુખ જોઇતા રામને ખેતર એનો આકાર રૂ. ૪૮) તથા લોકલફંડના રૂ. ૩) આપ્યા. રૂ. ૫–૮–૦ ખેતરનાં બાણ દુરસ્તીનું ખરચ, હસ્તે ખેડુ કીશોર. પટેલ ભાણા નાથાએ પોતાના ખેતરની બાજરી મણ ૩૦ શા. તારાચંદને રૂ. ૨૪ માટે વેચી તેમની પાસેથી અપાવ્યા. શા. ત્રીભોવન નથુ પાસેથી દલાલ સાંકળચંદ મારફત ૩૦ ધોતીજોટા રૂ. ૩૨૫) માટે અને ૨૦ ચલોઠા રૂ. ૭૫) માટે વેચ્યા; તેમાંથી દલાલી સેંકડે ૪ ટકા કાપી આપતાં રોકડા આવ્યા તે.

---

## મનોયત્ન ૭.

(૧). પોષ શુદ ૧. સિલક રૂ. ૧૦૭૧) છે. શા. પાનાચંદ મૂળચંદને ત્યાંથી ઉધારમાલ— ૭૦ ધોતીજોટા રૂ. ૬૦૦) ના, ૨૫ ચલોઠા રૂ. ૧૨૫) ના તથા ૩૦ પાઘડીઓ રૂ. ૪૦૦) ની લીધી. તેમાંથી ધોતીજોટા ૨ રૂ. ૧૮) ના, ચાર ચલોઠા રૂ. ૨૦) ના તથા દશ પાઘડીઓ રૂ. ૧૨૦) ની પોતાને ઘેર ચિ. ત્રીકમલાલના લગ્નમાં વાપરી.

(૨). પોષ શુદ ૧૨. સિલક રૂ. ૧૦૭૧) છે. ચિ. ત્રીકમલાલના લગ્નમાં રૂ. ૧૫૦) નો પરચૂરણ સામાન રોકડેથી આણ્યો. રૂ. ૮૦) નું ઘી મણ ૫ શા. વનમાળી જીવાનું ઉધાર આણ્યું, અને શા. ભાઈદાસ કાનદાસને ત્યાંથી ખાંડ મણ ૧૦ રૂ. ૬૫) ની ઉધાર આણી. રૂ. ૫૦૦) શા. ઝવેર કાળીદાસને ત્યાંથી ઉપાડ્યા. મેળ મેળવતી વખત સિલકમાં રૂ. ૦–૧૪–૦ વધેછે.

(૩). પોષ વદ ૪. સિલક રૂ. ૧૪૨૧ાા= છે. ચિ. ત્રીકમલાલના લગ્નમાં તેના મામા ભાઈલાલ બુલાખીદાસે રૂ. ૧૨૫) મોસાળાના આપ્યા, રૂ. ૮૦ બીજા લોકો તરફથી ચાંલ્લાના આવ્યા, રૂ. ૩૦૦) પહેરામણીના વહેવાઇ ભવાનીદાસ તરફથી આવ્યા. ચિ. ત્રીકમલાલની વહુ સંપલક્ષ્મીને પલ્લાના દાગીના રૂ. ૧૫૦૦) ની કીમતના વેચાતા રોકડેથી લેઈ આપ્યા.

(૪). પોષ વદ ૧૧. સિલક રૂ. ૪૨૬ાા= છે. ઘીવાળા વનમાળીને રૂ. ૮૦) અને ખાંડવાળા ભાઈદાસને રૂ. ૧૫) આપ્યા. રૂ. ૧૫) ની ગાય ૧, રૂ. ૩૫) ના બળદ ૨ તથા રૂ. ૨૫) ની ભેંસ ૧ પટેલ જેઠા વસ્તાએ દેવા પેટે આપી. તે

જનાવરો કાળી રૂપા મનોર જેઠા નરોડાનાને રૂ. ૭૦) માટે ઉધાર વેચ્યાં; વ્યાજ દોકડો ૧ાા કરીને.

(૫). પોષ વદ ૧૪. સિલક રૂ. ૩૩૧ાા= છે. દલાલ લલ્લુની મારફત શા. ત્રીભોવન નથુને ૫૦ ધોતીજોટા રૂ. ૫૧૨ાા ના, ૧૫ ચલોઠા રૂ. ૧૦૦) ના તથા ૨૦ પાઘડીઓ રૂ. ૩૦૦) ની ઉધાર વેચી. દલાલીના સેંકડે ૪ ટકા પ્રમાણે દલાલ લલ્લુને રોકડા આપ્યા.

## મનોયત્ન ૮.

(૧). માહ શુદ ૩. સિલક રૂ. ૨૯૫ા= છે. શા. કેવળ નથુ ગામ વીસનગરવાળા આડતીઆના કાગળ ઉપરથી ઉધાર માલ લઇ મોકલ્યો તે—૨૦૦ મણ ખાંડ મોરસીઆ રૂ. ૧૧૦૦) ની લઈને તથા રૂ. ૭૦૦) નો ગોળ મણ ૧૫૦ અને નાળીએર કોડી ૧૦૦ રૂ. ૧૦૦) નાં શા. પાનાચંદ મૂળચંદને ત્યાંથી લેઈને. આડત દરસેંકડે ૮ આના નામે લખી, અને માલ મોકલવાનું ગાડી તથા રેલવેભાડું રૂ. ૬૦) રોકડા આપ્યું.

(૨). માહ શુદ ૯. સિલક રૂ. ૨૩૫ા= છે. ઘરખરચ માટે ઘઉં રૂ. ૫૦) ના મણ ૨૫ લીધા. શા. નથુ જીવણની મુંબઇની દુકાનેથી રૂ. ૧૯૦૦) નું કાપડ રૂ. ૪ાા આડત અને રૂ. ૯ાા દલાલી ચઢાવી ભરતીઉં આવ્યું.

(૩). માહ શુદ ૧૩. સિલક રૂ. ૧૮૫ા= છે. મુંબઇનું કાપડ આવ્યું તેનું રેલવેભાડું રૂ. ૩૫ા, હાંસલ રૂ. ૮), અને ગાડીભાડું રૂ. ૪) આપ્યું. ૧૮ ધોતીજોટા રૂ. ૧૨૫) ના અને ૬ ચલોઠા રૂ. ૨૫) નાં શા. ત્રીભોવન નથુને દલાલ લલ્લુ મારફત વેચ્યા તે પેટે રૂ. ૭૫) રોકડા આવ્યા. દલાલી રૂ. ૬) રોકડી આપી.

(૪). માહ શુદ ૧૫. સિલક રૂ. ૨૦૬ાા= છે. મુંબઈનું તમામ કાપડ શા. ત્રીભોવન નથુને રૂ. ૨૧૦૦) માટે દલાલ સાંકળચંદ મારફત ઉધાર વેચ્યું. દલાલી સેંકડે ૧ાા ટકા પ્રમાણે રોકડી આપી.

## મનોયત્ન ૯.

(૧). ફાગણ શુદ ૪. સિલક રૂ. ૧૭૫ા= છે. રૂ. ૨૦૦૦) શા. ત્રીભોવન નથુના કાપડ પેટે રોકડા આવ્યા. નથુ જીવણની મુંબઈની દુકાનના પત્રથી રૂ. ૧૯૧૪ા નથુ જીવણની અમદાવાદની દુકાને ભર્યા. રૂડા મનોર વસ્તા સરખેજનાની વતી ખેતરનું મહેસુલ રૂ. ૧૨) ભર્યું. શા. માણેકચંદ જેચંદના કહેવાથી તેમની વતી રૂ. ૧૫૦) શા. ઝવેર કાળીદાસને ત્યાં ભર્યાં.

(૨). ફાગણ શુદ ૭. સિલક રૂ. ૯૯)= છે. આડતીઆ કેવળ નથુ વીસન-

ગરવાળાના ઘઉં ૨૦૦૦ મણુ આવ્યા તે બે રૂપીએ મણુ પ્રમાણે શા. હીરાચંદ હરખજીને ઉધાર વેચ્યા. આડત રૂ. ૨૦) નામે લખી. ત્રીભોવન નથુ પાસેથી રૂ. ૧૦૦) શા. ઝવેર કાળીદાસને ત્યાં જમા કરાવ્યા.

(૩). ફાગણુ વદ ૫. સિલક રૂ. ૯૯)= છે. આડતીઆ કેવળ નથુના પત્રથી રૂ. ૮૦) શા. નથુ જીવણુની અમદાવાદની દુકાને ભર્યા. કમાલ જાફરના કહેવાથી તેની વતી રૂ. ૨૫) શા. પાનાચંદ મૂળચંદને આપવાના કબુલ્યા.

(૪). ફાગણુ વદ ૧૪. સિલક રૂ. ૧૯)= છે. પટેલ જેઠા વરતાપાસે હિસાબ કરતાં વ્યાજ રૂ. ૯ાા=ાા સુદ્ધાં રૂ. ૨૩૪ાા=ાા લહેણુા નીકળ્યા તેનું તેણે ખત લખી આપ્યું. પટેલ માલા ભાઈજીએ વ્યાજના રૂ. ૬ાા= આપ્યા. રૂડા રૂપાએ વ્યાજના ૩ાા- તથા મુદ્દલમાં રૂ. ૧૫) આપ્યા.

(૫). ફાગણુ વદ ૦)). સિલક રૂ. ૪૪ાા- છે. પટેલ ભાણા નાથા પાસે રૂ. ૧૬૨ાા બાકી હતા તેનો હિસાબ ચૂકતો કર્યો. વ્યાજ સુદ્ધાં રૂ. ૧૭૦)= નીકળ્યા તે પેટે રૂ. ૧૮) ના ઘઉં મણુ ૧૦ આપ્યા તે ઘરખરચમાં રાખ્યા. રૂ. ૨૫) ના બળદ બે ખંડી લીધા. રૂ. ૧૦) રોકડા આપ્યા અને રૂ. ૧૧૭) શા. ઝવેર કાળીદાસને કબુલાવ્યા તથા રૂ. ૦)= આના છૂટ મૂકી.

## મનોયત્ન ૧૦.

(૧). આસો શુદ ૮. સિલક રૂ. ૫૪ાા- છે. કાપડ સિલકે હતું તે રૂ. ૨૨૦૦) માટે રોકડેથી વેચ્યું. શા. કેવળ નથુના લહેણુા પડતા રૂપીઆ પૈકી રૂ. ૧૫૦૦) તેઓ અમદાવાદ આવ્યા ત્યારે તેમને આપ્યા.

(૨). આસો શુદ ૧૩. સિલક રૂ. ૭૫૪ાા- છે. વરસાદ ન થવાથી કોળી રૂડા રૂપા, મીયાં કમાલ જાફર, કોળી રૂપા મનોર જેઠા એ દરેકને રૂ. ૨૫) અનાજ લાવવા સારૂ દોઢ દોકડો વ્યાજ કરીને ધીર્યા.

(૩). આસો વદ ૧૦. રૂ. ૬૭૯ાા- સિલકે છે. શા. હીરાચંદ હરખજીએ રૂ. ૧૦૦૦) રોકડા આપ્યા ને બાકીનાનું વ્યાજ ટકો ૦ાા કરી ત્રણુ માસને વાયદે રહેવા દીધા. શા. પાનાચંદ મૂળચંદને ત્યાં રૂ. ૧૫૦૦) ભર્યા. શા. ઝવેર કાળીદાસને રૂ. ૫૦) આપ્યા.

(૪). આસો વદ ૧૨. રૂ. ૧૨૯ાા- સિલક છે. ધર્માદા ખાતે દુકાળને લીધે અનાથ લોકોને ખવડાવા માટે ટીપમાં રૂ. ૨૫) ભરી રોકડા આપ્યા. અને ઢોરોના ફંડમાં રૂ. ૨૧) આપ્યા. દીવાળીના તહેવાર માટે છોકરાં સારૂ કાપડ રૂ. ૧૫)નું, દારૂખાનું રૂ. ૨)- નું, ખાંડ પતાસાં વગેરે રૂ. ૫) નાં તથા રોશની માટે કોપરેલ રૂ. ૩) નું મંગાવ્યું.

---

## પાઠ ૧૮.
## ખાતાવહી.

રોજમેળમાં જૂદાં જૂદાં ખાતાંનું જમાખરચ એવી રીતે સેળભેળ થઈ ગએલું હોયછે કે તેમાંથી કોઈ અમુક વખતે અમુક ખાતામાં એકંદર જમા ઉધાર શું થયું છે, તે એકદમ જાણી શકાતું નથી. એટલે દરેક રકમમાં ખાતાનું નામ લખવાનો જે હેતુ છે તે ફક્ત રોજમેળ ઉપરથી પાર પડતો નથી; માટે,

**રોજમેળમાં આવેલા કોઇ અમુક ખાતામાં એકંદર જમા ખરચ શું થયું તે કોઇપણ વખતે સહેલાઇથી જણાઈ આવે, એવી રીતે એક ચોપડો તૈયાર કરવામાં આવે છે તેને ખાતાવહી કહે છે.**

દરરોજની આવક જાવક તથા સિલક જાણવાને જેમ રોજમેળની જરૂર છે, તેમ ખાતાવાર આપ લે જાણવાને ખાતાવહીની જરૂર છે. એટલે નામું ચોખ્ખું રાખવાને એ બન્ને ચોપડાની આવશ્યકતા છે.

. એઠા ખાતાના ચોપડાનો સંબંધ બીજા કોઈ ચોપડા સાથે ન હોવાથી તેમાં જે શંકા રહે તે ખાતાવહી ઉપર રહેતી નથી; કારણ રોજમેળ અને ખાતાવહી એ બંનેનો એક બીજા સાથે સંબંધ હોવાથી કોઈ પાછળથી કપટ કરે તો તે પકડી શકાય છે.

રોજમેળ એ જે વખતે વિગતવાર વ્યવહાર બને તે વખતનો લખેલો ચોપડો છે, અને તે ઉપરથી ખાતાવહી સગવડ પ્રમાણે એક નકલ અથવા ઉતારા તરીકે સંક્ષેપમાં તૈયાર કરેલી હોયછે. માટે વાંધો પડે ત્યાં ખાતાવહી કરતાં રોજમેળમાં લખેલો મજકુર વધારે ભરૂંસાદાર ગણાય.

રોજમેળમાં પ્રથમ જે ખાતાનું નામ આવ્યું હોય તેનું ખાતું ખાતાવહીમાં બહુ કરીને પહેલું દોરવામાં આવેછે, અને મથાળે ખાતાનું નામ અને સાલ લખી જમા ઉધારની લીટીઓ ખેંચવામાં આવે છે. પાછલી સાલમાં હિસાબ ચાલ્યો હોય, તો તે સાલ આખરે દરેક ખાતે રહેલું લહેણું દેવું ચાલુ સાલમાં પ્રથમ "બાકી લહેણા" કે "બાકી દેવા" કરીને અનુક્રમે ઉધાર અને જમા બાજુએ માંડવામાં આવેછે. તે પછી રોજમેળની જમે તરફની રકમો જમે તરફ અને ઉધાર તરફની રકમો ઉધાર તરફ ખતવાય છે. ખતવણીમાં રકમ, મીતિ, અને રોજમેળ પાનું માત્ર લખાય છે. • ( કોઈ ફક્ત રકમ ને રોજમેળનું પાનું લખેછે. કોઈ વધારે વિગત પણ આપેછે, તે એટલામાટે કે દરેક રકમની વિગતમાટે રોજમેળમાં જોવાની જરૂર ન પડે. ) રકમ ખતવી કે તુરતજ રોજમેળમાં તે રકમની વિગત નીચે છેવટ ભાગે જમણી તરફ કે તેની નીચે દોરેલી બે લીટીની નીચે ખાતાવહીનું પાનું લખેછે. ખાતાવહીમાં અને રોજમેળમાં પાનું

બતાવવાને ફક્ત પા. કરીને આંકડો મૂકવામાં આવેછે. કેમકે ખાતાવહીમાં પા. કર્યું તે રોજમેળનું અને રોજમેળમાં પા. કર્યું તે ખાતાવહીનું પાનું સમજી શકાય. પરંતુ જે ઘણી જાતના ચોપડા રાખતા હોય કે વધારે સ્પષ્ટતા ઇચ્છતા હોય, તે રો. પા. ( રોજમેળ પાનું ) અને ખા. પા. ( ખાતાવહી પાનું ) એ રીતે લખે છે. જે રકમ ખતવાઈ તેની નિશાની રહેવા સારૂ રોજમેળમાં તે રકમની પાછળ કે નીચે ० અથવા ॥ આવું ચિન્હ કરવામાં આવેછે.

એક ખાતું દોર્યા પછી અટકળથી તેમાં આવવાની રકમોને માટે જગા છોડી રોજમેળના અનુક્રમનું બીજું ખાતું દોરી ઉપર બતાવ્યા પ્રમાણે તે ખાતાની રકમો ખતવાય છે. આ રીતે રોજમેળમાં જેટલાં જૂદાં જૂદાં ખાતાં હોય તેટલાં જૂદાં જૂદાં ખાતાં ખાતાવહીમાં દોરવાં. એક ખાતાને માટે અટકળથી રાખેલી જગા બસ થાય એમ ન હોય, તો તે ખાતું ખાતાવહીમાં આગળ ફરીથી દોરવું, અને પાછળના ખાતા નીચે "આગળ પાને ( ફલાણે )" એમ લખવું, અને તેની બંને તરફનો સરવાળો આગળના ખાતામાં શરૂઆતમાં મૂકવો, અને આગળના ખાતા ઉપર "પાછળ પાને ( ફલાણે )" એમ લખવું.

## પાઠ ૧૯.

### ખાતાવહી—ભાગ ૨.

ખાતાવહીમાં જૂદાં જૂદાં ખાતાં કયે ઠેકાણે છે તે તુરત જણાઈ આવે, એટલા માટે ખાતાના નામનું કક્કાવાર સાંકળીઉં ખાતાવહીની શરૂઆતમાં આપવામાં આવેછે. કોઈ વેપારીઓ સાંકળીઉં ગામવાર, અને શહેર મોટું હોય તો મહોલ્લાવાર કરી તે નીચે તે ઠેકાણાનાં ખાતાં પાડેછે. સાંકળીઆમાં દરેક ખાતાના નામની સાથે તે ખાતું જે પાના ઉપર હોય તે પાનાનો આંકડો લખવામાં આવેછે.

દરરોજ જે સિલક રોજમેળમાં કઢાય છે તે કોઈ સાથેનો વ્યવહાર નથી. આજ રૂ. ૫૦) સિલક રહ્યા, અને કાલે રૂ. ૩૫) સિલક રહ્યા, એ રકમો ખાતાવહીમાં ખતવીએ તો એ દિવસનો સરવાળો રૂ. ૮૫) થાય. આથી ખરી સિલક કે આપ લે જાણી શકાય નહિ. માટે ખાતાવહીમાં સિલક ખાતું દોરવામાં આવતું નથી.

કોઈ રકમની આપ લે તુરતજ અથવા એક બે દિવસમાં ઉડી જાય એવી રીતે ઉપરટપકે થઇ હોય, અથવા ઉછીકા વ્યવહાર તુરત વળી ગયા હોય, તો એકજ રકમ ઉધાર અને જમે તરફ એટલી નજીકમાં હોયછે, કે તે ખાતાવહીમાં ન ખતવતાં તેની પાછળ "ઊ" લખેછે, તે એવું બતાવવાને કે

તે ઉપરટપકે અથવા ઉબળેક હોવાથી વળી ગઇ છે. આમ કરવાથી વખતે ભૂલ થવાનો સંભવ રહેછે, માટે એવી રકમ પણ ખતવવી એ વધારે સારૂં છે.

જે રકમની નીચે રોજમેળમાં ખાતાવહીનું પાનું લખાયું હોય, તે રકમ ખતવાઇ ગઇ છે એમ માલમ પડેછે. ખતવાયા છતાં રોજમેળમાં પાનું ન લખાયું હોય, તો તે બીજીવાર ખતવાઇ જવાનો સંભવ રહેછે; માટે રકમ ખતવી કે તુરત રોજમેળમાં પાનું લખવાને ચૂકવું નહિ.

એક ખાતાની રકમ બીજા ખાતામાં ખતવાઇ જાય તો ખાતાવાર આપલે બરોબર સમજાય નહિ, અને સામા ધણીના ચોપડા સાથે મેળવતાં વાંધો પડે, માટે રોજમેળમાં વિગત વાંચીને તે રકમનું જે ખાતું હોય તેજ ખાતે ખતવવા ઉપર લક્ષ રાખવું.

ખાતાવહીમાં ખાતાંનો અનુક્રમ રોજમેળને આધારે લેવાય છે, એમ છતાં કોઇ પાછલી સાલનાં ખાતાં પ્રથમ લખેછે, ત્યારે અથવા કોઈ પ્રથમ માણસવાર ને પછી વિષયવાર કે કોઈ બીજે ધોરણે ખાતાં પ્રથમથી પાડેછે, ત્યારે રોજમેળનો અનુક્રમ રહી શકતો નથી.

## ખાતાવહીનો નમુનો. *

પરી. રાયચંદ સુંદરજીની મુંબઇની દુકાનનું ખાતું. સંવત ૧૯૫૫.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૫૦૦) | બાકી દેવા સં. ૧૯૫૪ ની સાલના. | ૧૨૦૦) | રો. પા. ૧૨ માગસર વદ ૧૩. |
| ૩૨૫) | રો. પા. ૧ કાર્તિક શુદ ૧. | ૭૫૦) | રો. પા. ૨૮ ફાગણ શુદ ૨. |
| ૧૩૫) | રો. પા. ૧૦ પોસ શુદ ૩. | ૧૨૫) | રો. પા. ૯૭ આસો વદ ૧. |
| ૨૪૦) | રો. પા. ૮૫ શ્રાવણ વદ ૧૩. | ૨૦૭૫) | |
| | | ૧૨૫) | બાકી દેવા. |
| ૨૨૦૦) | | ૨૨૦૦) | |

## મનોયત્ન ૧૧.

મનોયત્ન ૫ થી મનોયત્ન ૧૦ સુધીના રોજમેળ ઉપરથી ખાતાવહી તૈયાર કરો.

---

* શરાફો અને મોટા વેપારીઓ જેઓ નામા માટે ઘણા ચોપડા રાખેછે, તેમને ત્યાં બે જાતની ખાતાવહી હોયછે, તે વિષે આગળ જાણવામાં આવશે.

# પાઠ ૨૦.

## હુંડીના વ્યવહાર.

હુંડીનું નામું બરોબર લખતાં આવડવા માટે હુંડીના વ્યવહાર કેવા પ્રકારના છે તે જાણવાની જરૂર છે.

જૂદાં જૂદાં ગામો વચ્ચે વેપાર ચાલે ત્યારે એક ઠેકાણેથી બીજે ઠેકાણે પૈસા મોકલવાની જરૂર પડેછે. દરેક વ્યવહારને માટે મુદ્દામ માણુસ સાથે પૈસા મોકલવામાં આવે તો ખરચ વધે, અને રસ્તાનું જોખમ માથે રહે. માટે કેટલાક પૈસાદાર માણુસો એવો વ્યાપાર કરેછે કે જેથી એક ઠેકાણે આપણે તેમને અમુક પૈસા ભરીએ, તો બીજે સ્થળે કોઇ મુકરર રકમ તેઓ અમુક માણુસ કે પેઢી પાસેથી આપણુને અપાવે. આ વ્યાપારને હુંડીઓનો વ્યાપાર કહેછે. એ વ્યાપાર કરનારને નાણાવટી કે શરાફ કહેછે.

અમુક રકમ એક સ્થળે ભરવાથી કોઈ બીજે સ્થળે અમુક રકમ મળી શકે એવા રીતસર લેખને **હુંડી** કહેછે.

બીજે સ્થળે અમુક રકમ મળવા સારૂ તે રકમ કરતાં જે વધારે અથવા ઓછું આપવું પડે તેને **હુંડીઆમણ** કહેછે. હુંડીઆમણનો દર સેંકડા ઉપર ઠરાવેલો હોયછે. બીજે ઠેકાણે રૂ. ૧૦૦) મળવા સારૂ જે સ્થળે કંઈ વધારે આપવું પડે, ત્યાં હુંડીઆમણનો દર તેટલો **ઉપર** છે એમ કહેવાય છે, અને જો રૂ. ૧૦૦) કરતાં ઓછું આપવું પડે, તો હુંડીઆમણનો દર તેટલો **માંહે** અથવા **અંદર** છે એમ કહેવાય છે. જેટલા રૂપીઆ ભરીએ તેટલા રૂપીઆની હુંડી મળે, એટલે કંઇ હુંડીઆમણ તરીકે આપવું લેવું ન પડે, તો હુંડીનો ભાવ **સરભર** છે એમ કહેવાય છે.

નાણાંની છત કે ભીડ, તે મળવાની સુગમતા ને મુદત, ચલણનો તફાવત, અને જેની અસર નાણાંની આપ લે ઉપર થાય એવા સંજોગો ઉપર હુંડીઆમણના દરનો આધાર રહે છે. અમદાવાદમાં નાણાંની ભીડ હોય અને મુંબઈમાં તેની છત હોય, તો અમદાવાદમાં ૧૦૦ થી ઓછા રૂપીઆ આપવાથી મુંબઈમાં રૂ. ૧૦૦) મળી શકે. ભરૂચ અને રાજકોટ વચ્ચે નાણાં વાળવાની સુગમતા ઓછી અને જોખમ વધારે હોય, તો ભરૂચમાં રૂ. ૧૦૦) મળવા માટે રાજકોટમાં વધારે આપવું પડે. બે માસ પછી નાણાં મળે તેવી હુંડી કરતાં તુરત મુદતની હુંડી માટે વધારે દર આપવો પડે. વડોદરામાં રૂ. ૧૦૦) બાબાશાહી લેવામાટે અમદાવાદમાં રૂ. ૧૦૦) કરતાં ઘણા ઓછા મુંબઈગરા આપવા પડે. હુંડીના એક બે મોટા વેપારીઓ ભાગે તો હુંડીઆમણનો દર

ચઢે. કમી આંટવાળા શરાફ કરતાં ચઢતી આંટવાળા શરાફની હુંડી લઇએ તો વધારે દર આપવો પડે.

જે શખસે રૂપીઆ લઇ હુંડી લખી હોય તે હુંડીનો લખનાર કહેવાય છે.

જે શખસ રૂપીઆ ભરી હુંડી લે, એટલે જેના રૂપીઆ લેઈ હુંડી લખી આપવામાં આવે તે હુંડી રાખનાર અથવા રાખ્યાધણી કહેવાય છે.

રાખ્યાધણી અને હુંડી લખનાર એ બે એકજ હોઈ શકે.

જે શખસની પેઢી ઉપર હુંડી લખી હોય એટલે જેણે તે હુંડીનાં નાણું આપવાં જોઈએ તેના ઉપરની તે હુંડી કહેવાય છે.

જે સ્થળે તે હુંડીનાં નાણું મળવાનાં હોય તે સ્થળની તે હુંડી કહેવાય છે.

જે શખસને હુંડીનાં નાણું મળવાનાં હોય તે હુંડીનો માલધણી કહેવાય છે.

રાખ્યાધણી અને માલધણી એ બે એકજ હોઈ શકે.

## પાઠ ૨૧.

### હુંડીના વ્યવહાર—ભાગ ૨.

હુંડીઓ મુખ્ય *ચાર જાતની થાયછે. (૧) નામજોગી, (૨) શાહજોગી, (૩) તુરત મુદતની, અને (૪) બાંધી મુદતની.

(૧). જેમાં હુંડી કરાવનાર ધણીને નાણું આપવાનું લખ્યું હોય તેને નામજોગી હુંડી કહેછે.

(૨). હુંડીમાં લખેલા શખસને અથવા તેની વતી બીજાને રૂપીઆ આપવા લખ્યું હોય તેને શાહજોગી હુંડી કહેછે.

(૩). જે હુંડી બતાવતાં તુરત રૂપીઆ મળે તે હુંડીને તુરત મુદતની, રોકડી કે દર્શની હુંડી કહેછે.

(૪). જે હુંડીમાં તે બતાવ્યા પછી અમુક મુદતે પૈસા આપવાનું લખ્યું હોય, તે હુંડીને બાંધી મુદતની હુંડી કહેછે.

ઉપરની કોઇપણ જાતની હુંડીનાં નાણું લેતી વખતે લેનારને ખોળાધર (ઓળખાણ આપનાર આસામી) આપવો પડેછે.

બાંધી મુદતની હુંડીઓમાં લખનાર જે સંજ્ઞા કરે છે, તે આધારે હુંડી બતાવ્યા પછી નાણું આપવાની મુદત નક્કી થાયછે. એટલે તેમાં જો દીન ૧

---

* આ શિવાય નામજોગી હુંડીનો એક પેટા ભાગ નિશાનીજોગ હુંડી છે. તેમાં હુંડી લખાવનારનાં છાનાં ચિન્હ સાબીત થયે ખોળાધર લીધાવગર રૂપીઆ આપવાનું બંધન હોયછે. હુંડીઓ આપ્યાને બદલે હુંડીઓ બીડવામાં આવે તે શાખોહુંડીઓ કહેવાય છે. અવેજી ચિઠ્ઠી અને ભલામણપત્રને પણ કોઇ હુંડીઓમાં ગણેછે.

વળતાની એમ લખ્યું હોય તો બે દિવસે, મુદતવાર ભોમની એમ લખ્યું હોય તો ૪ દિવસે, અને દીન ચાર ચારની લખ્યું હોય તો ૯, ૧૩ કે ૧૫ દિવસે (જે તે ગામના રિવાજ પ્રમાણે) નાણું મળેછે. અમુક મુદતની હુંડીમાં જે દિવસ મુકરર કર્યો હોય તે દિવસેજ નાણું મળેછે.

બાંધી મુદતની હુંડીઓનાં નાણું તુરત કે જલદી જોઈતાં હોય, તો જેટલા દિવસ વહેલાં નાણું મળે, તેટલા દિવસનો વટાવ (વ્યાજ) કાપી આપવાથી નાણું મળી શકે છે.

જેના ઉપરની હુંડી હોય તેને તે પ્રથમ માલધણીએ બતાવવી પડેછે. એ બતાવવાને હુંડીનો **દેખાડ** કર્યો કહેછે.

દેખાડ વખતે જેના ઉપરની હુંડી હોય તે, દેખાડ કબુલ કર્યાનો શેરો હુંડીઉપર કરે તો તેણે તે હુંડી સીકારી (સ્વીકારી) એમ કહેવાય છે. જો તે નાકબુલ કરે, અથવા પૈસા ન આપે તો તેણે હુંડી **નકારી** અથવા પાછી ઠેલી એમ કહેવાય છે.

હુંડીના રૂપીઆ મળે એટલે તે હુંડી **ભરપાઇ** થઈ એમ કહેવાય છે.

ભરપાઈનો શેરો હુંડી ઉપર થયા પછી તે લેખને હુંડીનું **ખોખું** કહેછે.

હુંડી ગેરવલ્લે પડે તો હુંડી લખનાર પેંઠ કરી આપેછે. પેંઠ ગેરવલ્લે જાય તો પરપેંઠ, અને તે પણ ગેરવલ્લે પડે તો કાગળ લખી આપેછે; અને તેમાં જણાવે છે કે અમુક લેખ ગેરવલ્લે પડ્યો છે માટે આ લેખ લખી આપ્યો છે; માટે તમે તમારું નામું તપાસી અસલ લેખથી નાણું ન આપ્યાં હોય તો આ લેખ સીકારી નાણું આપજો.

હુંડીની એક વિશેષ સુગમતા એ છે કે તે (ખાસ કરીને શાહજોગી) બજારમાં વેચી શકાય છે, અને તેથી જ્યાં નાણું મોકલવાં હોય તે શિવાય બીજા ઠેકાણાની હુંડી હોય તોએ ચાલેછે. મારે અમદાવાદથી રૂ. ૨૦૦) ભરૂચ મોકલવા છે. હવે જો ભરૂચની હુંડી ન મળતી હોય, તો મુંબઈની રૂ. ૨૦૦) ની હુંડી હું ભરૂચ બીડું, એટલે ભરૂચવાળો તે ભરૂચમાં વેચીને નાણું મળેથી તે મારે ખાતે જમા કરશે.

---

## પાઠ ૨૨.

## હુંડીઓનું નામું.

હુંડીઆમણનો નફો નુકસાન કોણ લે, રૂપીઆ ભરવાની ને મળવાની તારીખો દરમ્યાનનું વ્યાજ કોને મળે, હુંડી સંબંધી બીજા ખરચનો જવાબદાર કોણ થાય, અને હુંડી ન સીકારાય તો જોખમદાર કોણ થાય, એ બાબતો લક્ષમાં રાખીને હુંડીના વ્યવહાર જમે ખરચ થાયછે.

એ સામાધણી પૈકી જેના ઉપર હુંડીઆમણ તથા હુંડીસંબંધી નફો નુકસાન પડે તેની વતીની તે હુંડી કહેવાય છે. પોતા ઉપર હુંડીસંબંધી નફો નુકસાન પડે તો "અમારી વતીની," અને સામા ઉપર પડે તો "તમારીવતીની" તે હુંડી કહેવાય છે. હુંડીમાં નફાનુકસાનના પક્ષકારના બે વર્ગ હોયછે.

૧. લખનાર ધણી તથા જેના ઉપરની હુંડી હોય તે બેની દરમ્યાન.

૨. રાખ્યા ધણી તથા જેને નાણાં મળવાનાં તે એટલે માલધણી એ બેની દરમ્યાન.

મારે મુંબઇમાં અ ને રૂ. ૫૦૦) આપવાના છે, તો મુંબઇની રૂ. ૫૦૦) ની હુંડી લેવાને જે નફો નુકસાન થાય તે મારે સોસવું જોઇએ. માટે તે હુંડી મારી અને અ ની દરમ્યાન "અમારીવતીની" કહેવાય. મુંબઈવાળા અ એ મારી પાસે માલ મંગાવ્યો તે બદલ તેણે મને રૂ. ૫૦૦) મોકલવાના છે. તેણે લખ્યું કે તે રકમ બદલ મારે તેના ઉપર હુંડી લખવી. હું બ પાસેથી રૂ. ૪૯૮॥ લેઇ રૂ. ૫૦૦) ની હુંડી અ ઉપરની લખી આપુંછું. મારે ત્યાં અના માત્ર રૂ. ૪૯૮॥ જમા થશે, અને રૂ. ૧॥ ખોટનો જવાબદાર અ થશે માટે તે "તમારીવતીની" હુંડી થઇ.

તેમજ અ એ બ પાસેથી રૂ. ૫૦૦॥= લેઈ મુંબઇમાં ક ઉપર બે માસની મુદતની હુંડી લખી. આમાં દશ આના હુંડીઆમણના તથા બે માસનું વ્યાજ એટલો નફો અને થશે, માટે અ "અમારીવતીની" હુંડી કહે, અને ક "તમારીવતીની" હુંડી કહે.

જેની વતીની હુંડી લખી હોય તેને મુદતનો લાભ મળે, અને જેની વતીની હુંડી લીધી હોય તેના ઉપર નફો નુકસાન પડે, એમ જમાખરચ કરવું જોઇએ.

રોકડેથી કરાવેલી હુંડીનું જમાખરચ હુંડી લખનાર બે રીતે કરેછે; એટલે તે કાંતો હુંડી કરાવનારને નામે રૂપીઆ જમા કરી, હુંડી આપ્યા પછી તેને નામે ઉધારે; અથવા જે આડતીઆ ઉપર હુંડી લખે તેનેજ નામે જમા કરી પેટામાં હા. ફલાણાના લીધા એમ લખે.

હુંડીઆમણ જે મળે તે હુંડીઆમણ ખાતે જમા કરે.

રોકડેથી વેચાણ રાખેલી હુંડી જે આડતીઆ ઉપર બીડવામાં આવે તેને નામે ઉધારી પેટામાં ફલાણા પાસેથી વેચાણ રાખી છે એમ લખે. કદી હુંડી તુરત બીડવાનું ન બને તો હુંડી–ખરીદખાતું જૂદું રાખી તે ખાતે નાણાં ઉધારી જ્યારે આડતીઆપર બીડે, ત્યારે તેને ખાતે ઉધારી વકરાખાતે જમા કરેછે.

આડતીઆ તરફથી આવેલી હુંડીઓ વેચતાં જે ઉપજે તે તેને નામે જમા કરી પેટામાં શા. ફલાણાને અમુક ભાવે વેચી એમ લખેછે. જે નફો નુકસાન થાય તે તેને ખાતે તેજ વખતે ઉપજેલી કીંમતમાં વધારે છે કે તેમાંથી કમી કરેછે.

## હુંડીઓના નામાનો નમુનો.

૧૯૫૫ ના કારતક શુદ ૨ થી.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦૪ા= શા. નરોત્તમ કાનદાસને ખાતે જમે શુદ ૧૦ ને વાર રવેઉ. ૧૦૦૪ા= રૂ. ૧૦૦૦) ની હુંડી નં. ૧ મુંબઈની શા. હીરાચંદ અમુલખ ઉપરની લખી અત્રેથી તમારીવતી રાખ્યા અમારીવતી શાહજોગની મુદત વાર ભોમની લખી શુદ ૧૦ ને રવેઉની દર ૦ા= લેખે લીધી તેના નીચે પ્રમાણે ઉધાર. તારીજ. | ૧૦૦૦) મુંબઈના શેઠ જીવરાજ બાલુને ખાતે ઉધાર શુદ ૧૪ ને ગુરૂ. ૧૦૦૦) હુંડી નં. ૧ મુંબઈની શા. હીરાચંદ અમુલખ ઉપરની લખી અત્રેથી શા. નરોત્તમ કાનદાસની રાખ્યાં અમારીવતી શાહજોગની મુદત વાર ભોમની લખી મીતિ શુદ ૧૦ ને રવેઉની દર ૦ા= ને ભાવે તેના શા. નરોતમ કાનદાસને ખાતે જમે. |
| ૧૦૦૦) મુંબઈના શેઠ જીવરાજ બાલુને ખાતે ઉધાર શુદ ૧૪ ને ગુરૂવાર. | ૪ા= શ્રી વટાવ ખાતે ઉધાર શુદ. ૧૦ ને રવેઉ. ૪ા= રૂ. ૧૦૦૦) ની હુંડી દર ૦ા= ને ભાવે શા. નરોત્તમ કાનદસ પાસેથી લીધી તેના વટાવના તે તેમને ખાતે જમે. |
| ૪ા= વટાવખાતે ઉધાર. બાબતે હુંડી શા. નરોત્તમ મકનદાસ પાસેથી દર ૦ા= લેખે લખાવી તેના વટાવના. | |
| ૧૦૦૪ા= | ૧૦૦૪ા= |

# મનોયત્ન ૧૨.

આ મનોયત્નમાં આપણા પોતાના ચોપડામાં* લખવાનું નામુંજ માત્ર લખવું.

માહે ચૈત્ર સંવત ૧૯૫૫.

(૧). મારે મુંબઇમાં પરી. હીરાચંદ અમુલખને રૂ. ૧૦૦૦) આપવા છે તે સારૂ અમદાવાદમાં મેં બે આના અંદરના ભાવથી રૂ. ૯૯૮ાા આપી પરી. ઝવેરચંદ લખમીચંદની લખેલી મુંબઇના પરી. જીવરાજ બાલુ ઉપરની તુરત મુદતની હુંડી શુદ ૧ ને રોજ લઈને મોકલી.

(૨). મારે પુનામાં રા. ભાઉ વિઠ્ઠલને રૂપીઆ મોકલવા છે તે સારૂ અમદાવાદમાં મેં શુદ ૨ ને રોજ ચાર આના ઉપરના ભાવથી રૂ. ૨૦૦૫) આપી નથુ જીવણની અમદાવાદની દુકાને પોતાની મુંબઇની દુકાન ઉપર લખેલી રૂ. ૨૦૦૦) ની શાહજોગ હુંડી મુદત દી. ૪ ચારની મોકલી. તેમણે પુનામાં તે હુંડી પરી. સખારામ મનસારામને રૂ. ૧૯૯૭ાા માટે શુદ ૭ રોજ વેચી રૂપીઆ લીધા. પરી. સખારામની દુકાનવાળાએ તે પોતાના આડતીઆ ઉપર મોકલી શુદ ૧૦ ને રોજ દેખાડ કરાવી મુદતે રૂપીઆ લીધા.

(૩). પુનામાં મારા રૂ. ૫૦૦૦) રા. ભાઉ વિઠ્ઠલ પાસે છે તે મારે અમદાવાદ મંગાવવા છે. ભાઉ વિઠ્ઠલે મારીવતી રૂ. ૫૦૦૦) ની હુંડી પરી. સખારામ મનસારામની દુકાને કરાવી રૂ. ૪૯૮૭ાા આપ્યા, અને પરી. જીવરાજ બાલુ ઉપરની તુરત મુદતની મુંબઇની શાહજોગી હુંડી મોકલી. અમદાવાદમાં તે હુંડી મેં રૂ.૫૦૦૬ા માટે શુદ ૧૨ ને રોજ વેચી રૂપીઆ લીધા.

(૪). મુંબઇની નથુ જીવણની દુકાન પાસેથી રૂપીઆ મંગાવવા છે. તે દુકાન ઉપર મેં અમદાવાદથી મારીવતી રૂ. ૧૦૦૦) ની હુંડી રૂ. ૯૯૫). લેઇ શુદ ૩ ને રોજ લખી. મુદત દેખાડ પછી દીન ૪ ચારની. તે હુંડીની ભરપાઈ શુદ ૧૩ રોજ થઈ.

(૫). મેં રૂ. ૫૦૦ાા= આપી અમદાવાદથી પરી. ઝવેર લખમીચંદની લખેલી પરી. નથુ જીવણ ઉપરની મુંબઈની રૂ. ૫૦૦) ની હુંડી મુદત એક દિન વળતાની વદ ૪ ને રોજ લીધી. દેખાડ વદ ૫ રોજ કરાવ્યો, અને વદ ૭ ને રોજ નાણાં મળ્યાં.

---

* એટલે રોજમેળમાં જે દિવસે પ્રથમ વ્યવહાર થાય તે દિવસે, અને તે પછી જે જે વખતે જમાખરચની જરૂર જણાય તે તે વખતે જમાખરચ કરવું.

માહે વૈશાખ સંવત ૧૯૫૫.

(૧). માણેકચંદ જેચંદ પાસેથી ચાર આના ઉપરને ભાવે રૂ. ૧૫૦૩ાા લેઈ રૂ. ૧૫૦૦) ની હુંડી અમારીવતી નથુ જીવણની મુંબઈની દુકાન ઉપર શાહજોગ વાર ભોમની મુદ્દતની શુદ ૧ ને રોજ લખી આપી તેની ભરપાઈ શુદ ૭ ને રોજ થઇ.

(૨). નથુ જીવણે પોતાનીવતી રૂ. ૧૦૦૦) ની હુંડી મારા ઉપરની દી. ૧૦ દશની મુદ્દતની શા. ત્રીકમ પાનાચંદને આપી. તે ધણીને મેં શુદ ૧૧ ને રોજ રૂપીઆ આપ્યા.

(૩). અમદાવાદમાં રૂ. ૪૯૭ાા આપી પરી. ઝવેર લખમીચંદની લખેલી રૂ. ૫૦૦) ની હુંડી શુદ ૮ ને રોજ લીધી.

(૪). પુનેથી ભાઉ વિઠ્ઠલે મોકલેલાં વાસણ રૂ. ૧૫૫૦) માટે વેચાયાં તે રૂપીઆ તેને મોકલવા છે. તેને માટે અત્રેથી હુંડી ાા ટકા ઉપરના ભાવે રૂ. ૧૫૪૨ા ની અમારીવતી અમે લખેલી નથુ જીવણની મુંબઈની દુકાન ઉપરની શાહજોગી પંદર દિવસની મુદ્દતની શુદ ૮ ને રોજ મોકલી. તે હુંડી ભાઉ વિઠ્ઠલે શુદ ૧૨ ને રોજ રૂ. ૧૫૩૮ાાૹ માટે વેચી. નથુ જીવણે વદ ૫ ને રોજ ભરપાઇ કરી.

---

માહે જેઠ સંવત ૧૯૫૫.

(૧). નથુ જીવણે પોતાની વતી રૂ. ૧૦૦૦) ની હુંડી મારા ઉપરની વાર ભોમની લખી તે હુંડીની ભરપાઇ મેં શુદ ૮ ને રોજ કરી. નથુ જીવણે અમારીવતી રૂ. ૫૦૦)ની હુંડી રૂ. ૫૦૧ લેઇ મારા ઉપર તુરત મુદ્દતની લખી તેની ભરપાઇ મેં શુદ ૧૦ ને રોજ કરી.

(૨). મેં રૂ. ૧૦૦૨ાા લેઇ રૂ. ૧૦૦૦ ની હુંડી અમારીવતી નથુ જીવણની મુંબઈની દુકાન ઉપરની વદ ૧૦ ને રોજ લખી તે તેમણે વદ ০)) ને રોજ ભરપાઈ કરી. મેં રૂ. ૧૫૦૧ાાૹ લેઈ રૂ. ૧૫૦૦ ની હુંડી તમારીવતીની નથુ જીવણની મુંબઇની દુકાન ઉપરની વદ ০)) ને રોજ લખી તે તેમણે વદ ૨ ને રોજ ભરપાઇ કરી.

(૩). મારીવતી રૂ. ૫૦૫) આપી રૂ. ૫૦૦) ની હુંડી વાર ભોમની મુદ્દતની વદ০)) ને રોજ લેઇ જોઇતા સાંકળાની દુકાન ઉપરની નથુ જીવણને મોકલી તે વદ ૩ ને રોજ ભરપાઈ થઇ.

રૂ. ૯૯૭ાા આપી રૂ. ૧૦૦૦) ની હુંડી નથુ જીવણની વતી જોઇતા સાંકળા ઉપરની મુંબઇની વદ ૧ ને રોજ લીધી તે વદ ૩ ને રોજ ભરપાઈ થઈ.

(૪). નથુ જીવણે અમારીવતી હુંડી રૂ. ૧૨૦૦) ની મુંબઈમાં કરાવી રૂ. ૧૧૯૪) આપ્યા. તે હુંડી અમદાવાદમાં વદ ૪ ને રોજ ભરપાઇ થઈ.

નથુ જીવણે પોતાની વતીની હુંડી રૂ. ૧૬૦૦ ની મુંબઈમાં રૂ. ૧૬૦૪) આપી ખરીદ કરી. તેનાં નાણું અમદાવાદમાં વદ ૧૦ ને રોજ મળ્યાં.

---

## માહે આષાડ સંવત ૧૯૫૫.

(૧). પુનાવાળા ભાઉ વિઠ્ઠલની વતી રૂ. ૮૦૦) આપી રૂ. ૮૦૧) ની હુંડી મેં અમારી વતી નથુ જીવણની મુંબઈની દુકાન ઉપર શાહજોગી પંદર દિવસની મુદ્દતની શુદ ૧ ને રોજ લખી. ભાઉ વિઠ્ઠલે તે હુંડી સખારામ મનસારામને રૂ. ૮૦૦) માટે શુદ ૪ ને રોજ વેચી. સખારામે શુદ ૭ ને રોજ દેખાડ કરાવ્યો અને શુદ ૧૦ ને રોજ રૂ. ૭૯૯॥। માટે નથુ જીવણની મુંબઇની દુકાને વેચી. વદ ૫ ના રોજનો ભરપાઇનો શેરો થઈ ખોખું મારી પાસે આવ્યું.

(૨). પુનાવાળા ભાઉ વિઠ્ઠલના રૂ. ૨૫૦૦) મારે ત્યાં જમે છે. તેના લખવાથી તેની વતી તે રકમની બજારભાવે રૂ. ૨૫૦૫ા ની હુંડી નથુ જીવણની મુંબઇની દુકાન ઉપરની તેમની વતી બે માસની મુદ્દતની શુદ ૨ ને રોજ મેં લખી. ભાઉ વિઠ્ઠલે શુદ ૭ ને રોજ દેખાડ કરાવ્યો. શુદ ૧૨ ને રોજ ભાઉ વિઠ્ઠલે તે હુંડી રૂ. ૨૫૦૬ા માટે મને વેચી. મેં તે હુંડી મારી વતી શુદ ૧૪ ને રોજ માણેકચંદ જેચંદને રૂ. ૨૫૧૦) માટે વેચી.

(૩). શા. ઝવેર કાળીદાસે ચાર આના ઉપરનો ભાવ ગણી રકમ પોતાને નામે લખાવી રૂ. ૨૦૦૦) બે હજારની હુંડી મારી પાસેથી શુદ ૧૦ ને રોજ લીધી. તે મેં મારીવતી નથુ જીવણની મુંબઇની દુકાન ઉપર બે માસની મુદ્દતની શાહજોગી લખી આપી. ઝવેર કાળીદાસે વદ ૩ ને રોજ દેખાડ કરાવ્યો પછી તેની પાસેથી વદ ૭ ને રોજ રૂ. ૨૦૦૭ા માટે પુનાવાળા ભાઉ વિઠ્ઠલની વતી મેં વેચાણ રાખીને ભાઉને તે હુંડી બીડી. તે દુકાને વદ ૧૩ ને રોજ ભરપાઈ કરી ખોખું મને મોકલ્યું.

(૪). પુનાવાળા સખારામ મનસારામે પોતાની વતી રૂ. ૫૦૦૦) ની હુંડી નથુ જીવણની અમદાવાદની દુકાન ઉપર હુંડી લખ્યા તારીખથી બે માસ મુદ્દતની લખી. નથુ જીવણની મુંબઈની દુકાને તે હુંડી મારી વતી રૂ. ૫૦૦૬ા માટે શુદ ૯ ને રોજ ખરીદ કરી અને તે શુદ ૧૨ ને રોજ ઝવેર કાળીદાસને રૂ. ૫૦૧૨ા માટે વેચી. તેની પાસેથી મેં ભાઉ વિઠ્ઠલની વતી રૂ. ૫૦૦૦) માટે શુદ ૧૪ ને રોજ લખી અને તેજ રોજ રૂ. ૫૦૦૩)= માટે નથુ જીવણની મુંબઇની દુકાનની વતી મેં ખરીદ કરી. વદ ૩ ને રોજ નથુ જીવણની અમદાવાદની દુકાને મારે ત્યાં નાણાં ભર્યાં ને મેં ભરપાઈ કરી આપી.

---

## પાઠ ૨૩.

## તારીજ.

અમુક મુદતે જમા ઉધારની રકમોનું તારણ કાઢી સિલક મેળવવી તેને **તારીજ** કહેછે.

તારીજ ઘણીખરી માસ આખરે કે વર્ષ આખરે કાઢવામાં આવેછે; અને તે ઉપરથી તે માસિક કે બારમાહી તારીજ કહેવાય છે.

મહિનામાં જે જે તારીખે નામું લખાયું હોય તે તે તારીખ લખી, તે તારીખની કુલ જમા રકમ જમે તરફ અને કુલ ઉધાર રકમ ઉધાર તરફ લખવી ( કુલમાં સિલકના આંકડા ગણવા નહિ ). આ પ્રમાણે મહિનાની બધી તારીખોનું જમા ખરચ લખવું. પછી તે માસની શરૂઆતની સિલકનો આંકડો જમે તરફ અને આખરની સિલકનો આંકડો ઉધાર તરફ લખી સરવાળા કરવા. બંને તરફના સરવાળા સરખા થાય તો તારીજ મળી કહેવાય. આને માસિક તારીજ કહેછે.

ઉપરની રીતે દર માસના કુલ આંકડા લખી બારે માસની તારીજ મેળવવી એ તે બારમાહી તારીજ કહેવાય. એમાં જે છેવટે સિલક માંડવાની તે વર્ષની સરૂઆતની જમા તરફ અને વર્ષ આખરની ઉધાર તરફ આવે. રોજમેળમાં એક દિવસનું નામું તે દિવસની તારીજ છે; માટે દિવસની તારીજ જૂદી કઢાતી નથી. માસિક ને બારમાહીને બદલે અમુક મુદતની તારીજ કાઢવાની જરૂર પ્રડે, તો તે મુદતની તારીજ ઉપરની રીતે કાઢી શકાય.

જેમ રોજમેળ ઉપરથી તારીજ કાઢીએ છીએ, તેમ ખાતાવહી ઉપરથી ખાતાવાર તારીજ નીકળી શકે. જેટલી મુદ્દતની ખાતાવાર તારીજ કરવી હોય તેટલી મુદ્દતની દરેક ખાતાની કુલ જમે રકમ અને કુલ ઉધાર રકમ તે ખાતાની સામે લખવી. બધાં ખાતાં આ રીતે પૂરાં થયા પછી રોજમેળ માંહેલી શરૂઆતની સિલક જમે તરફ અને આખરની સિલક ઉધાર તરફ લખવી. પછી બંને તરફના સરવાળા લેવા તે જો બરાબર થાય તો ખાતાવાર તારીજ મળી કહેવાય. જો સિલક ન લઈએ તો ખાતાવાર તારીજના જમા ખરચના આંકડાનો સરવાળો તે, તે મુદ્દત સુધીની રોજમેળની તારીજના જમા ખરચના આંકડાના સરવાળા સાથે મળી રહેશે, અને તેથી પણ ખાતાવાર તારીજના ખરાપણાવિષેની ખાત્રી થશે.

જેમ રોજ સિલક કાઢવાથી તે રોજના બીનચૂક નામાની ખાત્રી થાય છે, તેમ દરમાસે તારીજ કાઢવાથી તે માસનું નામું, અને બારમાહી તારીજથી વર્ષનું નામું બીનચૂક છે એવી ખાત્રી થાયછે. ખાતાવાર તારીજથી રોજમેળ અને ખાતાવહી એ બંને અરસપરસ ખરાં છે તેની ખાત્રી થાયછે,

સરવાયું (વર્ષના દેવા લહેણાનું તથા ખરચ ખૂંટણનું તારણ) કાઢવામાં સુગમતા થાયછે અને ભૂલ તથા કપટ બનવાના પ્રસંગ ઓછા થાયછે.

આ પ્રમાણે તારીજ કાઢવાનો રીવાજ વેપારીઓમાં થોડો છે, પરંતુ સરકારી નામામાં તે અવશ્ય કાઢવામાં આવેછે.

વેપારીઓ દેવા લહેણાનું વ્યાજ કાઢી મુદ્દલ સાથે રકમ ખેંચે છે તેને તારીજ કે તારીજો કહેછે, તેવિષેની સમજૂત આગળ આવશે. નામામાં પેટા રકમોથી વિગત બતાવવી હોય ત્યારે તારીજ શબ્દ લખી તે સાથે લીટી તાણીને નીચે પેટા રકમો લખેછે.

## મનોયત્ન ૧૩.

પાછલા મનોયત્ન ૫ થી ૧૧ પ્રમાણે તૈયાર કરેલા રોજમેળ અને ખાતાવહી ઉપરથી માસિક, બારમાહી અને ખાતાવાર તારીજ કાઢી બતાવો.

---

## પાઠ ૨૪.

### ચૂક.

કોઈ વખત કોઈ રકમ જમે કરવાની રહી જાય તો મેળ મેળવતી વખતે ચોપડાની સિલક કરતાં પાસેની સિલક તે રકમ જેટલી વધારે રહેશે, તેમ કોઈ રકમ ઉધારવાની રહી જાય તો તેટલી સિલક ચોપડા કરતાં આપણી પાસે ઘટશે, માટે મેળ મેળવતી વખત વધારા ઘટાડા ઉપરથી યાદ લાવી મેળ મળે એવી રીતે તે રકમનું જમા ઉધાર કરવું. જો યાદ નજ આવે તો તેટલી રકમ વધઘટ ખાતે કે અનામત ખાતે જમા ઉધાર કરી મેળ મેળવવો, અને જ્યારે યાદ આવે ત્યારે તે ખાતાનો જમા ખરચ ઉલટાવી જે ખાતે જમા ખરચ નાખવાનો થાય તે ખાતે નાખવો.

ખરી આપ લે કરતાં કંઈ ઓછી વત્તી રકમ નામામાં પડી હોય તો તેટલો તફાવત ચોપડાની અને પાસેની સિલકમાં મેળ મેળવતી વખત જણાશે. તેવે પ્રસંગે બધી રકમો તપાશી યાદ લાવી ભૂલ સુધરે તેમ કરવું, પણ એક વખત લખેલો આંકડો છેકવાનો* કે ફેરવવાનો વહીવટ રાખવો નહિ. કદી તુરત ભૂલ યાદ ન આવે, તો તફાવત જેટલી રકમનો વધઘટ કે અનામત ખાતે જમા ખરચ નાખવો અને મેળ મેળવી લેવો.

---

* સરકારી હિસાબમાં આંકડા છેકવા પડે તો તે લાલ શાહીથી છેકી તેને બંને છેડે લખનાર ટુંકામાં સહી કરેછે.

કેટલીક વખત સરતચૂકથી અથવા ગેરસમજથી રોજમેળમાં એક ખાતે લખવાની રકમ બીજે ખાતે લખાઈ જાયછે. આથી સિલકમાં ફેર પડતો નથી, માટે આવી ભૂલ એકદમ જડી આવતી નથી. સામાવાળાના ખાતા સાથે રકમો મેળવતાં, અથવા તેની સાથે હિસાબ કરતાં, કે કોઈ ખાસ કારણને લીધે તે તરફ લક્ષ જતાં આવી ભૂલ જણાઇ આવે, ત્યારે તે રકમનું જમા ખરચ ફરીથી કરી ભૂલ સુધારવામાં આવેછે. એટલે ખોટે ખાતે જમે થઇ હોય તો તે ખાતે ઉધારી ખરે ખાતે જમે કરવી, અને ખોટે ખાતે ઉધરી હોય તો તે ખાતે જમે કરી ખરે ખાતે ઉધારવી, અને વિગતમાં ભૂલનું સ્વરૂપ અને તે શી રીતે સુધારી તે લખવું. જેમ,નથુ જીવણની મુંબઈની દુકાન ખાતાના રૂ. ૭૫) કાર્તિક શુદ ૧૫ ને રોજ નથુ જીવણની વીરમગામની દુકાન ખાતે જમે થઈ ગયા હોય, અને તે ભૂલ મહા વદ ૬ ને રોજ જણાઇ, તો મહા વદ ૬ ના રોજમેળમાં તે નીચે પ્રમાણે જમા ઉધાર કરવી.

| જ | ઉ |
|---|---|
| ૭૫) નથુ જીવણની મુંબઈની દુકાન ખાતે.<br>૭૫) બાબતે કાર્તિક શુદ ૧૫ ને રોજ ચૂકુથી તમારી વીરમગામની દુકાન ખાતે જમા થયા હતા તે આજ રોજ તે દુકાન ખાતે ઉધારીને. | ૭૫) નથુ જીવણની વીરમગામની દુકાન ખાતે.<br>૭૫) બાબતે કાર્તિક શુદ ૧૫ ના રોજ તમારી મુંબઇની દુકાન ખાતાના ભૂલથી રૂ. આ ખાતે જમા થયા હતા તે આજ રોજ તે ખાતે જમે કરીને. |

આ પ્રમાણે ભૂલથી અથવા બીજા કોઇ કારણને લીધે એક રકમ બેવડાય ત્યારે તે બેવડાએલી અથવા દુબેરજી કે દુબાર રકમ કહેવાય છે.

જમે કરવાની કોઈ રકમ ઉધાર તરફ લખાઈ જાય, તો જમે ન કરવાથી તે રકમ જેટલી પાસેની સિલક વધે, અને ઉધારવાથી ફરી તેટલી સિલક વધે, એટલે તે રકમ કરતાં બમણી પાસેની સિલક વધે. તેમજ ઉધારવાની રકમ જમા થાય તો તે કરતાં બમણી પાસેની સિલક ઘટે. માટે ખરી બાજુ તરફ આ રકમ બે વખત આવવાથી મેળ મળે. જેમ, રૂ. ૧૦૦) પા. નરસી બહેચરના આવ્યા, તે તેમને ખાતે ઉધરી ગયા તો તે ભૂલ આ રીતે સુધારાય.

| જ | ઉ |
| --- | --- |
| ૧૦૦) પટેલ. નરસી બહેચરને ખાતે. ૧૦૦) આજ રોજ આવ્યા તે ભૂલથી ઉધાર તરફ લખાયા તે ભૂલ દુરસ્તી માટે જમે. | |
| ૧૦૦) પટેલ. નરસી બહેચરને ખાતે. ૧૦૦) આજ રોજ રોકડા આવ્યા તે ભૂલથી ઉધાર થયા હતા. તે એક વખત જમે કરી આ ફરી જમે કર્યાં છે. | |

## પાઠ ૨૫.

### ખાતાં બરાબર કરવાવિષે.

વર્ષ બદલાય એટલે નવા ચોપડા બાંધી નવું નામું શરૂ કરવામાં આવે છે. જેમની આપલે થોડી હોય તે કેટલાક વર્ષનું નામું એકજ ચોપડામાં રાખેછે, અને તેટલા વર્ષની ખાતાવહી પણ એકજ રાખેછે.

વર્ષ આખરે અથવા અમુક મુદતે નવો હિસાબ શરૂ કરવા સારૂ પાછલો હિસાબ બંધ કરવો પડેછે. તથાપિ નવા ચોપડાનો સંબંધ પાછલી સાલના ચોપડા સાથે રાખવાની જરૂર છે. જો સંબંધ ન રાખીએ તો હિસાબમાં ઘોટાળો થાય, અને ખરી સ્થિતિ જણાય નહિ. ધારો કે પાછલી સાલમાં બહેચર જીવા પાસે રૂ. ૧૨૫) અને કિશોર નાગજી પાસે રૂ. ૧૦૦) લહેણા રહ્યા છે, તે પેટે ચાલુ સાલમાં બેચરે રૂ. ૧૦૦) અને કિશોરે રૂ. ૫૦) આપ્યા. હવે જો પાછલું લહેણું તેમને ખાતે ન માંડયું હોય, તો આ સાલમાં તેમનું ઉલટું આપણે દેવું થાય તે બરોબર ન કહેવાય. માટે પાછળના ખાતામાં બીજા માણસનું જે દેવું લહેણું રહે તે આગળ ખેંચવાની અગત્ય છે.

કેટલાંએક બાબતવાર ખાતાં માત્ર ઉપજ ખરચની તપસીલ જાણવા સારૂજ રાખેલાં હોયછે, એટલે તેઓની બાકી કોઈ બીજા માણસને આપવા લેવાની નથી હોતી. એવાં તમામ ખાતાંની ઉપજ ખરચ એક ઠેકાણે કરીને એકંદર નફો નુકસાન શું થયું તે જાણવું વધારે જરૂરનું છે, માટે હિસાબ બંધ કરતી વખતે તેવાં ખાતાંની બાકી આગળ ન ખેંચતાં કોઈ એક મુખ્ય ખાતામાં નાખી તે ખાતાં બરાબર કરી માંડી વાળવામાં આવેછે. એટલે તેવાં ખાતાંમાં જમેમાં બાકી રહેલી હોય તેટલી તે તે ખાતે ઉધારી મુખ્ય ખાતે

જમા કરવી, અને ઉધારમાં બાકી રહેલી હોય તેટલી તે તે ખાતે જમે કરી મુખ્ય ખાતે ઉધારવી. જેમ, નફા તોટા ખાતાને મુખ્ય ખાતું ગણ્યું હોય, તો વ્યાજખાતું, પગારખાતું, માલ ખરીદખાતું, વટાવખાતું, કાપડખાતું, ઘરખરચખાતું, ધર્માદાયખાતું, વગેરે ખાતાની બાકી નફા તોટા ખાતામાં લેઈ તે તે ખાતાના જમા ઉધારના સરવાળા બરાબર કરી નાખવા.

કદી કોઇ ખાસ ખાતાની રકમ જૂદીજ જાણવાની જરૂર હોય, તો તેવા ખાતાની બાકી માંડી ન વાળતાં આગળ ખેંચવી. જેમકે એકંદર આજ સુધીમાં આપણે દરદાગીનામાં કેટલા રૂપીઆ રોકયા છે તે જાણવું હોય, તો દાગીના ખાતાની બાકી આગળ ખેંચવી. એજ રીતે ખેતરના વ્યવહારમાં આજ સુધી નફો થયો છે કે તોટો તે જાણવું હોય, તો ખેતરખાતાની બાકી આગલા વર્ષ ખાતે લેઇ જવી.

હિસાબ બંધ કરતી વખતે ખાતાવહીમાં ખાતાં બરાબર કરીએ અથવા માંડી વાળીએ, તેપ્રમાણે રોજમેળમાં જમાખરચ ન નાખીએ, તો એ બે ચોપડાનો મેળ બેસે નહિ. રોજમેળમાં આવી જાતનું જમાખરચ કરવામાં આવે, તે કંઈ ખરી આપલેનો વ્યવહાર નથી, પણ નવા હિસાબમાં શું શું ખેંચી જવાનું છે તે જાણવા સારૂ છે.

જેમનો વ્યાપાર બહોળો હોતો નથી તેઓ હિસાબ બંધ કરતી વખતે ખાતાં બંધ ન કરતાં તેમાંના સરવાળા નવા ખાતામાં ખેંચી જાયછે, અને જૂના ખાતા નીચે નવા ખાતાના પાનાનો હવાલો આપેછે, તથા નવા ખાતાને મથાળે જૂના ખાતાના પાનાનો હવાલો આપેછે.

જો સરવાયું તૈયાર કર્યું હોય તો નવા રોજમેળમાં તે પ્રથમ ઉતારી પછી નામું લખવાનું શરૂ કરવું. જેમ અમુક દિવસના રોજમેળમાં પાછલા દિવસની સિલક માંડી જમાખરચ લખાય છે, તેમ નવા રોજમેળમાં પાછલી સાલ આખરની અર્થાત્ પાછલા દિવસની સિલક માંડી હિસાબ લખવો જોઈએ.

## મનોયત્ન ૧૪.

મનોયત્ન ૧૧ પ્રમાણે તૈયાર કરેલી ખાતાવહીનાં ખાતાં બરાબર કરો, અને તે પ્રમાણે રોજમેળમાં જમાખરચ નાખો.

---

## પાઠ ૨૬.

### સરવાયું.

કોઇપણ વખતે પોતાના દેવા લહેણાનું તથા નફા નુકસાનનું અને સિલકનું તારણ કાઢવું તેને સરવાયું કહેછે.

વર્ષ આખરે અથવા જે મુદતે હિસાબ બંધ કરી દેવા લહેણાનું અને નફા નુકસાનનું તારણ કાઢવામાં આવે તેને **આખર સરવાયું** કહેછે.

નવો હિસાબ શરૂ કરતી વખતે પાછલા હિસાબ પ્રમાણે લહેણુ દેણુ શું છે, તેનું તારણ આખર સરવાયા ઉપરથી ઉતારી લેવામાં આવે તેને **અવલ સરવાયું** કહેછે.

ઘણા વેપારીઓ દર મહિને અથવા ટુંકી મુદતે અજમાશ તરીકે તારવણી કરેછે તેને **કાચું સરવાયું** કહેછે. સાલ અખરે જે તારણ કાઢવામાં આવેછે તેને **પાકું સરવાયું** કહેછે.

સરકારી ચોપડાઓમાં બંને સરવાયાં કાઢવામાં આવેછે. શાહુકાર લોકો ફક્ત આખર સરવાયું બનાવે છે, તેથી તેઓ ગઈ સાલની ખાતાવહી ઉપરથી દેવું લહેણું નવી સાલની ખાતાવહીમાં લે છે, એટલે એક રીતે તેથી અવલ સરવાયાની ગરજ સરેછે.

સરવાયું રોજમેળમાં કે ખાતાવહીમાં લખવું જોઇએ. સરવાયાથી પોતાની લહેણુ દેણુ અને નાણાંસંબંધી સ્થિતિ ઉઘાડી પડી જાયછે, અને તેની અસર આંટ અથવા પત ઉપર થઇને વખતે ચાલુ વ્યાપારને ધોકો પહોંચે છે; માટે કેટલાક વેપારીઓ એક જૂદા ચોપડામાં સરવાયું કાઢીને તે છાનું રાખેછે. પરંતુ નોંધાવેલી કંપનીઓ તથા બેંકોને પોતાનાં સરવાયાં કાયદા પ્રમાણે નિયમિત મુદતે પ્રગટ કરવાં પડેછે.

આખર સરવાયું ખાતાવહી ઉપરથી કરવામાં આવેછે. માંડી વાળવા જેવાં ખાતાં માંડી વાળ્યા પછી લહેણુ દેણુ બતાવનારા દરેક ખાતાંના બંને બાજુના સરવાળા લઈ નક્કી કરવું કે તેમાં કેટલા રૂપીઆ લહેણા અથવા દેણા નીકળે છે. જે ખાતામાં લહેણું પડતું હોય તે ખાતામાં તેટલી રકમ જમા તરફ લખી જણાવવું કે "આખર સરવાયે લહેણા." જે ખાતામાં દેવું પડતું હોય તે ખાતામાં તેટલી રકમ ઉધાર તરફ લખી જણાવવું કે "આખર સરવાયે બાકી દેવા." આ પ્રમાણે કરવાથી દરેક ખાતાની બંને બાજુઓ બરોબર થશે. વળી અમુક મુદતનું સરવાયું એમ મથાળે લખી તે નીચે જમા ઉધારની લીટી દોરવી ને લહેણી રકમો જમે બાજુએ તથા દેવી રકમો ઉધાર બાજુએ બતાવવી. આથી ફક્ત દેવા લહેણાનું સરવાયું નીકળશે.

જો સરવાયામાં નફો નુકસાન તથા મિલકત બતાવવાં હોય, તો શરૂઆતની સિલક પ્રથમ જમે તરફ લખવી, પછી દેવું બતાવવું, અને હરેક પ્રકારની ઉપજ અથવા આવક કે નફો બતાવવો. ઉધાર બાજુએ મિલકતની કીમત, લહેણી રકમ, ખરચ અને તોટો તથા આખર સિલક હોય તે બતાવવાં. બંને તરફના સરવાળા આ સરવાયામાં સરખા થવા જોઇએ. નોંધાવેલી કંપનીઓ તથા બેંકો આવાં સરવાયાં કાઢીને પ્રસિદ્ધ કરેછે.

શરૂઆતની ને આખરની સિલક જુદી ન બતાવે તો જમે તરફ ઉપજ કે નફામાં સિલકનો સમાવેશ થાયછે, એટલે શરૂઆતની સિલક બતાવી તે ઉપરાંત વધી હોય તેટલો આંકડો બતાવવામાં આવેછે, અને જો ઘટી હોય, તો મૂળ સિલકમાંથી તેટલો બાદ કરી બાકી રહે તે મૂકવામાં આવેછે.

આખર સરવાયું તે ફક્ત ખાતાં બંધ કરવા સારૂ કરેલી તારીજ છે; તેથી તેમાં દેવું લહેણું ઉલટી બાજુએ આવેછે, એટલે તે ખરૂં સરવાયું નથી. ખરૂં સરવાયું તો અવલ સરવાયુંજ છે, અને તેમાં દેવું જમે તરફ અને લહેણું ઉધાર તરફજ આવેછે. આજ કારણથી એ બંને સરવાયાં એક બીજાથી ઉલટાં જોવામાં આવેછે.

## આખર સરવાયાનો નમુનો.

સરવાંયું, સંવત ૧૯૫૪ ની સાલનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૨૦૦) | પરી. નાથાભાઇ હરિદાસ. ખા. પા. ૧. | ૧૫૧) | પટેલ. નથુ કાળા. ખા. પા. ૪. |
| ૩૫૦) | શાહ. મોતીચંદ તળસી. ખા. પા. ૨. | ૮૧)= | અમથા પશુ. ખા. પા. ૬. |
| ૨૫૧) | બાઈ. હરકોર જોશી નરોત્તમ જંગજીવનની વિધવા. ખા. પા. ૬. | ૨૫૦) | સોની. છગન ઝવેર. ખા. પા. ૫. |
| ૧૦૦) | વહોરા. લુકમાનજી સુલેમાન. ખા. પા. | ૩૪૭) | સુથાર. કેવળ મનોર. ખા. પા. ૪. |
| | | ૬૦) | મીયાં. કાળુ કાસુ. ખા. પા. ૭. |
| | | ૪૫૫)~॥ | શ્રીખરચ ખાતે ખા. પા. ૯. |
| | | ૧૩૪૪)≈॥ | |
| | | ૫૫૬॥।॥ | શ્રીજણશે સિલકે |
| ૧૯૦૧) | | ૧૯૦૧) | |

## મનોયત્ન ૧૫.

૧. મનોયત્ન ૧૧ પ્રમાણે તૈયાર કરેલી ખાતાવહી ઉપરથી આખર સરવાયું તૈયાર કરો.

૨. એ સરવાયા ઉપરથી અવલ સરવાયું બનાવો.

૩. એક વેપારીએ માલખાતું, ને દાગીનાખાતું માંડી ન વાળતાં આગળ

ચલાવ્યાં છે. ખાતાવહીમાં લહેણ દેણનાં ખાતાં જમે બાજુએ એક અને ઉધાર બાજુએ સાત છે. તેની ખાતાવહી ઉપરથી આખર સરવાયું તૈયાર કરો.

૪ એક મીલ (કાંતવા વણવાનો સંચો) ની થાપણ રૂપીઆ સાત લાખની, તેને માથે દેવું એક લાખ પાંત્રીસ હજારનું, નફા તોટાની બાકી પચીસ હજાર, તેની સ્થાવર મિલ્કત રૂપીઆ એક લાખની, જંગમ મિલ્કત રૂપીઆ ચાર લાખની, વેપારમાં ગુંથાએલો માલ રૂપીઆ એક લાખનો, કંપનીનું લહેણું રૂપીઆ એક લાખનું અને બાકીનું રોકડ તથા અવેજ છે, તે ઉપરથી તેનું સરવાયું તૈયાર કરો.

---

## પાઠ ૨૭.

## નામું રાખવાના બીજા ચોપડા.

સાધારણ વ્યવહારને માટે રોજમેળ તથા ખાતાવહી એ બે ચોપડાં બરોબર રીતે રાખ્યા હોય તો કામ સરેછે. પરંતુ શરાફો અને મોટા વેપારીઓ પોતાના ખાસ વ્યવહારને માટે કે વધારે વિગત અથવા સ્પષ્ટીકરણ સારૂ કિંવા સરળતાને અર્થે જરૂર પ્રમાણે બીજા ચોપડા રાખેછે.

શરાફી ચોપડા સાત કહેવાય છે. ૧. રોકડમેળ, ૨. નોંધ, ૩. આંકડાવહી, ૪. આવરો, ૫. ખાતાવહી, ૬. વ્યાજવહી, ૭. સરવાયું. સાધારણ નાણાવટીઓ પાંચ ચોપડા રાખેછે, તે રોજમેળ, આંકડાવહી, આવરો, ખાતાવહી, અને વ્યાજવહી છે. માલના વેપારીઓ નોંધને બદલે ભરતિયાવહી રાખેછે. વ્યાજ વટાવનો ધંધો કરનાર રોજમેળ, ખાતાવહી, અને વ્યાજવહી એવા ત્રણ ચોપડા રાખેછે.

આ ઉપરથી જણાશે કે વ્યાજવહીની જરૂર ઘણાખરા વેપારીઓને પડેછે, માટે તેવિષે પ્રથમ વિચાર કરીશું.

### વ્યાજવહી.

લોકો પાસે ઘણી રકમોની આપલે થાય, તે રકમોનું વ્યાજ ગણી દર વર્ષે અથવા હિસાબ નક્કી થાય ત્યારે તે જમે ઉધાર નાખવામાં આવેછે. વ્યાજના આંકડા છૂટા કાગળ ઉપર ઉતારે તો તે ગુમ થવાનો સંભવ રહે અને ભૂલ ચૂક વખતે ક્યાં શી ભૂલ હતી તે માલમ પડે નહિ. એ માટે ઘણી ધીરધાર કરનારા લોકો આ કામ સારૂ વ્યાજવહીનો ચોપડો રાખેછે. તેમાં ખાતાવહી પ્રમાણે રકમો મૂકી દરેક ખાતાનું વ્યાજ કાઢેછે, અને વ્યાજ સુદ્ધાં અમુક મુદત સુધીમાં લહેણા કે દેણા કેટલા રૂપીઆ નીકળ્યા તે છેવટે જણાવે છે.

વ્યાજના દર લહેણ દેણ કરનારની આંટ અને નાણાંની છત ઉપર આધાર

રાખેછે. કોઈને ચાર આના, કોઇને આઠ આના, દશ આના, દોકડો, કે તેથી વધારે વ્યાજ આપવું પડેછે. સારી સ્થિતિના શરાફો આના બે આનાને વ્યાજે પણ રૂપીઆ જમા માંડતા નથી. નાણાંની છત હોય, તો વ્યાજ કમી અને ભીડ હોય તો જાદે આપવું પડેછે. તેથી બજારમાં વ્યાજનો દર જૂદે જૂદે વખતે બદલાય છે. શરાફો એક ધણીના રૂપીઆ જમે માંડે તેનું ઓછું વ્યાજ આપે, અને તેને રૂપીઆ ધીરે તેનું વધારે વ્યાજ લે, તેથી એકજ ખાતામાં જમા ઉધારનાં વ્યાજ જૂદાં જૂદાં હોયછે. સાદું અને ચક્રવૃદ્ધિ અથવા દીવાળી બાકી એવા વ્યાજના બે પ્રકાર છે. દીવાળી બાકીને વેપારી લોકો કાપિયું વ્યાજ પણ કહેછે. એ વ્યાજ મીતિપ્રમાણે અથવા વારપ્રમાણે પણ ગણવાની રીત છે. વારપ્રમાણે ગણે તેને વારેવારીઉં વ્યાજ કહેછે. વ્યાજ ગણવાની રીત અંકગણિતમાં તથા દેશીહિસાબમાં આપેલી છે, માટે તેવિષે અહીં વધારે લખવાની જરૂર નથી.

શરાફ લોકો દરવર્ષે વ્યાજ કાઢી એક બીજાને પત્રથી જણાવે છે, અને વ્યાજની રકમ દરવર્ષે ખાતામાં ઉમેરેછે. બીજા ધીરધાર કરનારા દેણદાર હિસાબ કરવા આવે ત્યારે વ્યાજ કાઢી ખાતામાં ઉમેરે છે. દેણદાર હાજર ન થયો હોય, તોપણ કોઈ દરવર્ષે વ્યાજ ગણી તેને ખાતે ઉધારે છે. પરંતુ દેણદારની સમક્ષ તે નક્કી થયું ન હોય, અથવા દેણદારે કબુલ કર્યું ન હોય, ત્યાંસુધી એ પ્રમાણે કરવું એ બરોબર નથી.

નમુના તરીકે એક ખાતાનું વ્યાજ નીચે કાઢી બતાવ્યું છે. વ્યાજવહીમાં ખાતું ઉતારવાની જરૂર નથી.

શાહ. હરજીવન કુબેરનું ખાતું સંવત ૧૯૫૫. ખા. પા. ૭.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૦) | માગશર શુદ ૪. | ૩૦૦) | બાકી લેણા પાછલી સાલના. કાર્તિક શુદ ૧. |
| ૬૦) | પોષ વદ ૧૧. | ૫૦૦) | કાર્તિક વદ ૩. |
| ૩૪૦) | મહા શુદ ૬. | ૭૦૦) | આષાડ શુદ ૫. |
| ૪૦૦) | ચૈત્ર શુદ ૧. | | |
| ૨૦૦) | વૈશાખ વદી ૦)). | | |
| ૧૧૦૦) | | ૧૫૦૦) | |

### વ્યાજ સંવત ૧૯૫૫ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૦ રૂ. ૧૦૦) માગશર શુદ ૪. | ૭૨૩ા રૂ. ૩૦૦) કાર્તિક શુદ. ૧ |
| ૦ રૂ. ૬૦) પોષ વદી ૧૧. | ૧૧૦ રૂ. ૧૦૦) માસ ૧ દિ. ૩. |
| રૂ. ૩૪૦) મહા શુદ ૬. | ૧૭૦ રૂ. ૬૦) માસ૨ાા દિ.૧૦. |
| ૦ રૂ. ૧૪૦) | ૪૪૩ા રૂ. ૨૪૦) માસ ૩ દિ. ૫. |
| ૦ રૂ. ૨૦૦) | ૭૨૩ા |
| ૩૧૩ા રૂ. ૪૦૦) ચૈત્ર શુદ૧. | ૧૮૫૦) રૂ. ૫૦૦) કાર્તિક વદી ૩. |
| ૦ રૂ. ૩૦૦) | ૫૨૦ રૂ. ૨૦૦) માસ ૨ાા દિ. ૩. |
| ૩૧૩ા રૂ. ૧૦૦) મા. ૩ દિ. ૪. | ૧૩૩૦) રૂ. ૩૦૦) માસ ૪ દિ. ૧૩. |
| ૨૩૩ા રૂ. ૨૦૦) વૈશાખ વદી ૦)). | ૧૮૫૦) |
| માસ ૧ દિ. ૫. | ૧૫૩૩ા રૂ. ૭૦૦) આષાડ શુદ ૫. |
| ૫૪૬ાા | ૦ રૂ. ૧૦૦) |
| | ૦ રૂ. ૨૦૦) |
| | ૧૫૩૩ા રૂ. ૪૦૦) માસ ૩ાા દિ. ૧૦. |
| | ૪૧૦૬ાા |

૪૧૦૬ાા
૫૪૬ાા
૩૫૬૦)

### તારીજ સંવત ૧૯૫૫.

| જ | ઉ |
|---|---|
| ૪૧૭ાાપ બાકી લહેણા. | ૪૦૦) મુદ્દલ બાકી લહેણા |
| | ૧૭ાાપ વ્યાજસર ૩૫૬૦) દર આઠ આના લેખે. |
| | ૪૧૭ાાપ |

## મનોયત્ન ૧૬.

મનોયત્ન ૧૧ માં જણાવેલી ખાતાવહીમાંથી શાહ પાનાચંદ મૂળચંદ, પટેલ ભક્તિ ભૂધર, શા. માણેકચંદ જેચંદ, અને મીયાં કમાલ જાફરનાં ખાતાંનું વ્યાજ કાઢવા સારૂ વ્યાજવહી તૈયાર કરો.

## પાઠ ૨૮.

## રોકડમેળ, નોંધ અને આંકડાવહી.

રોજમેળમાં લખવાની કેટલીક રકમો રોકડી અને કેટલીક પરભાર્યાં વ્યવહારની જમાખરચી હોય છે. આ બંને જાતની રકમો સેળભેળ લખવાથી મોટા વ્યાપારમાં ભૂલ પડવાનો સંભવ રહેછે, અને ભૂલ પડે તો તે ખોળી કાઢવાનું વધારે અઘરૂં થાયછે, માટે રોજમેળને બદલે મોટા વ્યાપારીઓ બે ચોપડા રાખેછે. ૧. રોકડમેળ, ૨. નોંધ.

જેમાં રોકડ વ્યવહાર લખાય તે **રોકડમેળ** અને જેમાં પરભાર્યાં વ્યવહાર ટીપી રખાય તે **નોંધ** કહેવાય છે.

રોકડમેળ લખવાની રીત રોજમેળના જેવીજ છે, તેથી તેના નમુનાની જરૂર નથી.

નોંધ બે રીતે લખાય છે. ૧. રોજમેળની પેઠે જમા ઉધારની લીટીઓ દોરીને અને ૨, જમા અને ઉધાર બેમાંની એક જાતની લીટી દોરીને, રોજમેળને બદલે બેહી ખાતાવહીના જેવી લખે તેને કાચી નોંધ કહેછે. બંને જાતની નોંધમાં મજકુર સરખો આવેછે, માટે એક નમુનો નીચે આપ્યો છે.

સંવત ૧૯૫૫ ના કારતક શુદ ૧ થી નોંધનો જમાખરચ.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦૦) શ્રીમુંબઈ ખાતે પરી. મણીભાઈ પ્રેમાભાઈને ખાતે જમે અમારી વતી કા. શુદ ૧૦ પાકી શુદ ૧૩ ૧૦૦૦) હુંડી નં. ૧ તમારા ઉપરની લખી અમારી રાખ્યા રા. જમનાદાસ જેઠાભાઈ પાસેથી તુરત મુદતની નામજોગી લખી કા. શુ. ૧૦ દા. ।≈ તે તમારે ખાતે જમા. | ૧૦૦૪।≈ રા. જમનાદાસ જેઠાભાઇને ખાતે ઉધાર કા. શુ. ૧૦. ૧૦૦૦) હુંડી નં. ૧ દા. ।≈ લેખેની શ્રીમુંબઈ ખાતેની પરી. મણીભાઈ પ્રેમાભાઈ ઉપરની તુરત મુદ્દતની નામ જોગ તમને આજરોજ લખી આપી તેના તમારે ખાતે ઉધાર. |
| ૧૦૦૪।≈ રા. જમનાદાસ જેઠાભાઇને ખાતે ઉધાર. | ૧૦૦૦) શ્રીમુંબઈ ખાતે મણીભાઇ પ્રેમાભાઇના જમે. |
| ૪।≈ શ્રીહુંડીઆમણ ખાતે જમે. દા. ૦।≈ ૧૦૦૦) નકી હુંડીના તમારે ખાતે જમે. | ૪।≈ શ્રીહુંડીઆમણ ખાતે જમે. દા. ૦।≈ લેખે. |
| | ૧૦૦૪।≈ |

૪।= શ્રીહુંડીઆમણુ ખાતે જમે.
૪।= હુંડી રૂ. ૧૦૦૦) ની રા.
જમનાદાસ જેઠાભાઇને ખાતે
ઉધારીને દા. ।=

જેમ રોજમેળ ઉપરથી ખાતાવહી થાયછે, તેમ રોકડમેળ તથા નોંધ ઉપરથી આંકડાવહી થાયછે. એ ચોપડામાંથી ખતવણી થાયછે, તેથી જે ચોપડામાંથી ખતવાય તે ચોપડાનું પાનુ તેમાં જણાવવું પડેછે. એટલે રોકડમેળની રકમ હોય તો રો. પા. અને નોંધની રકમ હોય તો નોં. પા. લખાય છે. આંકડાવહી એ ખાતાવહીના જેવીજ હોવાથી તેનો નમુનો આપ્યો નથી.

## મનોયત્ન ૧૭.

(૧) કાર્તિકમાસની ચાર તારીખોનો રોકડમેળ લખો. શરૂઆતમાં સિલક નથી. પહેલે દહાડે ચાર ખાતાં જમામાં અને એક ઉધારમાં, બીજે દહાડે બે ખાતાં જમામાં ને ત્રણ ખાતાં ઉધારમાં, ત્રીજે દહાડે ચાર ખાતાં જમામાં ને બે ઉધારમાં, અને ચોથે દહાડે એક ખાતું જમાતરફ ને ત્રણ ખાતાં ઉધાર તરફ આવે.

(૨) એજ માસની નોંધવહી કરો; તેમાં જમાતરફ સાત અને ઉધાર તરફ આઠ ખાતાં આવે. રોકડમેળનાં ઘણાં ખાતાંનો તેમાં ઉપયોગ કરવો.

(૩) ઉપર પ્રમાણે રોકડમેળ તથા નોંધવહી થાય તે ઉપરથી આંકડાવહી તૈયાર કરો.

---

## પાઠ ૨૯.

### આવરો.

રોકડમેળ, નોંધ, અને વ્યાજવહી એ ત્રણ જૂદાં જૂદાં રાખવાથી એક પ્રકારની તપસીલવાર હકીકત જણાઇ આવેછે, પરંતુ રોજનો એકંદર વ્યવહાર શો થયો તે તેમાંથી મળી આવતું નથી. માટે જેઓ એ ચોપડા જૂદા જૂદા રાખેછે, તેમને તે બધા ઉપરથી એક ચોપડો બનાવવો પડેછે તેને **આવરો** કહેછે. આવરો એ ખરૂં જોતાં રોજમેળ છે, પરંતુ તે બીજા ચોપડા ઉપરથી તૈયાર કરેલો હોય છે, તેમ તે બહુ કરીને રોજ લખાતો નથી.

રોજમેળ લખનારા રોજમેળ ઉપરથી ખાતાવહી તૈયાર કરેછે, અને આવરો રાખનાર આવરા ઉપરથી ખાતાવહી તૈયાર કરેછે, તેથી આવરામાં ખાતાવહીના પાનાનો અને ખાતાવહીમાં આવરાના પાનાનો હવાલો અપાય છે.

